3

# લંડન રાજ-રહસ્ય

અથવા

## મિસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન.



રેનોલ્ડસ.

વગર ઈજાએ વાળ કાઢવા માટે

# બાદશાહી સાબુ.



સફાઈથી વાળ દૂર કરવા મશહૂર છે. ચામડીનો અસલી રંગ રાખે છે. કાળી પડતી નથી હીંદુસ્થાનમાં હજારો દુકાનો પર મળે છે. વાપરનારાઓ સંપુર્ણ સંતોષ પામ્યા છે. હર હપતે વાપરવાથી નુકશાન થતુંજ નથી. ગુપ્ત ભાગોના વાળ સારી રીતે કાઢે છે. ત્રણ સાબુના બાકસ એકનો રૂ. ૧) પો. ચાર આના ત્રણ સાબુના બાકસ ચારના રૂ. ૪ પો. માફ.

દરેક ઠેકાણે વેચાય છે.

નકલી માલથી સાવચેત રહેજો ઉપરનો ટ્રેડ માર્ક તપાસી બાકસ ખરીદ કરવું.

સી. સી. મહાજન એન્ડ કું૦

શેખ મેમણ સ્ટ્રીટ, મુંબઇ ૨.

# લંડન રાજ-રહસ્ય

અથવા

## મિસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન.

(ભાગ ૩)




મુળ લેખક:

સ્વર્ગસ્થ મી૦ જયોજ વીલીયમ રેનાલ્ડસ

અનુવાદક:

સાકરલાલ મગનલાલ કાપડિયા.

૭, કુંભારટુકડા, મુંબઇ.





પ્રકાશક:

હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી

૯૮, હોળીચકલા, કોટ, મુંબઇ,





આવૃત્તિ પહેલી (સર્વ હક્ક સ્વાધીન) સને ૧૯૨૫




કિમ્મત: રૂ. ૦-૧૪-૦


આ ચોપડી કોટ હોળી ચકલામા આવેલા શ્રી હરિ-હર પ્રીન્ટીંગ્
પ્રેસમાં હરિલાલ વલ્લભદાસે છાપી છે.

# અનુક્રમણિકા.



| પ્રકરણ. | | વિષય. | પાનું. |
|---|---|---|---|

# તમારા લાભ માટે.

પ્રભુ કૃપાથી આજે "લંડનરાજ રહસ્ય" અથવા ગોરા વિલાયતના કાળાં ગોપાળાં ખુલ્લાં કરનારો મરહુમ મી૦ રેનોલ્ડસની જગવિખ્યાત નવલકથા **"ધી મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન"** નો ત્રીજો ભાગ પ્રગટ થાય છે. અને હવે પછીના ભાગો ઝડપથી પ્રગટ થતાજ રહેશે. મહેરબાન વાંચકોએ અમારા આ સાહસને વધાવી લઈ અમને ઉત્તેજન આપ્યું છે તે માટે અમે તેમનો દિલોજાન આભાર માનીએ છીએ.

જેઓ આ વારતા સમ્પુર્ણ વાંચવાની અનુપમ મોજ મેળવવા માગતા હોય તેમના લાભ માટે નીચેની યોજના પર ધ્યાન આપવાની અમે અમારા વાંચકોને અરજ કરીએ છીએ. જેઓ દર અઠવાડિયે આ વારતા વાંચવા ચાહતા હોય અને પુસ્તક પ્રગટ થાય ત્યાં સુધી રાહ જોવા ન માગતા હોય તેઓએ "વિલાસ" ના ગ્રાહક થઇ વર્ષે ફકત રૂ. ૩ ભરી એક અપ-ટુ-ડેટ અઠવાડિક મેળવવા સાથે આ મહાન વારતાનો સ્વાદ ચાખવાની મહેરબાની કરવી. પણ જેઓ "વિલાસ" ના ગ્રાહક હોય વા ન હોય પણ આ ઉમદા નવલકથા પહેલેથી છેવટે સુધી સઘરીને પોતાની લાયબ્રેરીમાં એક અમુલ્ય ઝવેરાત ઉમેરવા માગતા હોય તેમના લાભ માટે તેમને નીચેની યોજનાનો લાભ લેવાની અમે અરજ કરીએ છીએ:-

**(૧) ફકત આઠ આના ભરી લંડન રાજરહસ્ય સીરીઝ ના ગ્રાહક તરીકે નામો નોંધાવી દેવા.**

**(૨) આવી રીતે નામ નોંધાવનારને દરેક ભાગ દશ આનાની કિમ્મતે (પોસ્ટેજ જુદુ) મળશે.**

**(૩) દરેક નવો ભાગ પ્રગટ થતાં તે આવા ગ્રાહકો પર વી. પી. થી મોકલવામાં આવશે ને જો વી. પી. સ્વીકાર-**

વામાં ન આવે તો એવા ગ્રાહકે ભરેલા આઠ આના જપ્ત કરવામાં આવશે.

(૪) તમે ત્રીજા ભાગથી ગ્રાહક તરીકે નામ નોંધાવશો તો પણ બાકીના ભાગો દશ દશ આનાની કિમ્મતે મેળવવાનો તમને હકક રહેશે.

આ તકનો લાભ ગુમાવશો તો ભવિષ્યમાં બમણી કે ત્રણ ગણી કિમ્મતે પણ તમને આ વારતાના ભાગો મેળવતાં મુશ્કેલી પડશે એવી અમારી ખાત્રી છે.

ઠેકાણું:-
૯૮, હોળી ચકલા, કોટ
મુંબઈ.

વિલાસ ઓફીસ.



# લંડન રાજ-રહસ્ય

અથવા

# મિસ્ટ્રીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન.

(ભાગ ૩ જો.)

## પ્રકરણ ૩૨ મું.

### પાપ પર પ્રકાશ.

રામસેને ટેમ્સ નદીના અગાધ જળમાં ફેંકી દઈ હોર્સલી ડાઉનના મવાલીઓ બીગ એમરમેન, ફેરેટી પોલ અને ફીગ્ગીન એંડ એગર્સ સ્ટાફમાં આવ્યા. અરધો કલાક શરાબની પ્યાલી ઉડાવવામાં વહી ગયો એટલામાં અચાનક આગલુ દ્વાર ખોલી મીગલ્સ અને એમેઝોન અંદર દાખલ થયાં. તેમનાં પગ અંદર પડતાજ બધા ચીનના સાહુકારોની નજર તેમના પર પડી પણ મીગલ્સનો હસમુખો ચહેરો જોઇ બધા શાંત થઈ ગયા પછી લેડી લીટીશીઆ—એમેઝાન—પર બધાની નજર ગઇ તે મરદાના પોષાકમાં હતી પણ તેની ઉન્નત છાતીએ તેને દગો દીધો અને બધા મવાલીઓ સમજી ગયા કે તે કોઇ સુંદર યુવતી છે. બધા એ ઉમરાવ પત્નીને ફાટી આંખે જોઇ રહ્યા. આવી મનમોહક રમણી તેઓએ આ ઘરમાં કદી જોઇ ન્હોતી. રાતની ઠંડી હવા લાગવાથી એમેઝોનના મદીલાં નેત્રોની શોભા વધી ગઇ હતી. તેની કાળી કાળી ભમરો તેના ગોર પ્રશસ્ત લલાટની સુદરતા વધારી દેતી હતી. મંદ મૃદુ મુસ્કેરાટથી તેની દાડમકલિ જેવી દંત પંક્તિની ભભક બમણી થઇ જતી હતી. તેના કાળા ભોર વાળની લટો તેના ખભાં પર ઝુલી રહી હતી. તેના હાવભાવ એવા મદીલા હતા, તેના વસ્ત્રો એટલા કિમતી હતા તથા તેનુ શરીર એવું સુડોળ હતુ કે પુરૂષ વેષમાં પણ તેનામાં કામીનીસુલભ કમનીયતા સ્પષ્ટ જણાઇ આવતી.

બારણામાં પગ મૂકતાં જ ચારે તરફ જોતી એ મદમાતી રમણી એક પળ સ્થીર ઉભી રહી તેની રમણિય છટા જોઇ સઘળા

હર્ષ પામ્યા અને એમેઝોને આગળ વધી ટેબલ પર પર ત્રણ ચાર ગીની નાખી બધાને મોજ ઉડાવવા માટે તૈયાર થવાનું કહી કેરોટી પોલને શરાબ લાવવાનો હુકમ કર્યો ત્યારે તો બેગર્સ સ્ટાફના બધા મવાલીઓના આનંદનો પાર રહ્યો નહિ. આખો હોલ અપુર્વ આનંદના કોલાહલથી ગાજી ઉઠયો. બદમાસોને આ રીતે રાજી કરી લેડી લીટીશીઆ અને મીગલ્સ અંદરના ઓરડામાં ગયાં. ત્યાં બીગ બેગરમેનને જોઇ મીગલ્સ બોલ્યો: "કેમ સાહેબ! મને ઓળખો છો કે?"

"કેમ નહિ ઓળખુ?" બેગરમેન બોલ્યો. "છ સાત મહિના પહેલાં તમે બંને કોઈ કાગળ માટે મેગ્સમેન પાસે આવ્યાં હતાં. એ કાગળ બુઢા લાઇટફુટ પાસે હતો. મને એ કાગળની બધી વાત યાદ છે અને તમને બંનેને હું સારી રીતે ઓળખું છું. તમારૂં નામ મી૦ મીગલ્સ અને આ બાનુનું નામ લેડી લીટીશીઆ લીડ છે. ખરી વાત ને?" કહી તેણે લેડી લીટીશીઆને ઝુકી ઝુકીને સલામ કરી.

"તમારી સ્મરણ શકિત બહુ સારી છે હો!–' લેડી લીટીશીઆ હસીને બોલી· "અમે ફરીથી મેગ્સમેનને એજ કાગળ માટે મળવા આવ્યાં છીએ. વોરન મેગ્સમેન અહિજ છે ને?"

"જી નહિ, તે અહિં નથી અને આજે આવે એમ પણ નથી. આ વખતે તે નદીની પેલીપારના મકાનમાં છે..."

"અમે ત્યાં જઇને આવ્યા પણ તે મળ્યો નહિ બ્રીગ્સને કહ્યા વિના તે કયાંક ચાલ્યો ગયો છે તેથી અમને બેગર્સ સ્ટાફમાં આવવાની ફરજ પડી. અમે જલદી આવત પણ એક બનાવને લીધે જરા ઢીલ થઇ ગઇ. હવે રાત બહુ વીતી ગઇ છે એટલે વધુવાર અમે થોભી શકીએ એમ નથી. હમણાં અમે જે કામ માટે મેગ્સમેનને મળવા આવ્યા છીએ તેની તમને ખબર છે એટલે મને આશા છે કે તમે અમને થોડી ખબર આપી શકશો."

"જો મારાથી બની શકે એવું હોય તો સેવક તમારી તહેનાતમાં હાજર છે." આ લોકોની ઉદારતા બેગરમેન સારી પેઠે જાણતો હોવાથી તે બોલ્યો.

"તમે જાણો છો કે લાઇટફુટની પાસે જે કાગળ છે તે માટે અમે છ સાત મહિના પહેલાં અહિં આવ્યા હતા. તે વખતે વોરન સાથે બીજે દિને તે બુઢ્ઢાને ઘેર મળવાની ગોઠવણ થઇ હતી અને અમે તે પ્રમાણે તેને મળવા ગયા હતા પણ અમારૂં કામ થયું ન્હોતુ ત્યાર પછી લેડી લીટીશીઆએ એક પત્રમાં સઘળી બીના સ્પષ્ટ લખી જણાવી હતી પણ એ પત્રનો જવાબ હજુ સુધી મળ્યો નથી "

"મેગ્સમેને એ ઠીક ન કર્યું એણે જવાબ તો આપવો જોઇતો હતો આવી અગત્યની બાબતમાં ઢીલ કરવી ન જોઇએ. મને લાગે છે કે કોઇ બીજા કામમાં ગુથાવાથી એ એ પત્રનો જવાબ લખવો ભૂલી ગયો હશે "

"કેવાક કામમાં ગુંથાયો હશે!"

"લેડી લીટીશીઆએ એ પત્રમાં લખ્યું હતુ કે ગમે તે રીતે એ કાગળ મેળવવો જોઇએ. એપરથી હું, મેગ્સમેન અને બ્રીગ્સ રાતે લાઇટફુટના ઘરની ઝડતી લેવા ગયા હતા પણ અમારૂં કંઇ વળ્યું નહિ. એ વાત મેગ્સમેને તમને જણાવવામાં સાર ન જોયો હોય."

"લાઇટફુટ એજ મકાનમાં હમણાં રહે છે?" લીટીશીઆએ પૂછયું.

"અરે! એ બુઢ્ઢો તો મરી ગયો."

"મરી ગયો!" લેડી લીટીશીઆ અને મીગલ્સ બન્ને એકી સાથે બોલી ઉઠયાં. બનેના ચહેરા આ બીના સાંભળતાં ઉદાસ થઇ ગયા તેમને લાગ્યું કે એક સોનાની ચકલી હાથમાંથી ઉડી ગઇ. ટીમ મીગલ્સ ધીમા સ્વરે બોલ્યો: "એ કયારે મરી ગયો?"

"એને મરી ગયાને આજે ચાર દિવસ થયા. એની છોકરી પણ નાસી ગઈ છે. મને લાગે છે કે બુઢ્ઢા બાપની લાશ દફનાવવાનો બોજો સરકારપર નાખીને સઘળા પત્રો લઇ તે નાસી ગઇ હશે!" બેગરમેને જવાબ આપ્યો.

"ત્યારે તો બધી આશાપર પાણી ફરી વળ્યું. બ્રીગ્સ પણ કેવો

માણસ છે ! તેણે આ બુઢ્ઢાના મોતની જરા પણ વાત ન કરી." ટીમ મીગલ્સ વિરકત સ્વરે બોલ્યો

"આપણા કામની એને શી ખબર હોય ? એની સાથે આપણને વાતચીત પણ થઇ ન હતી. ગયા જુન યા જુલાઈ મહિનામા વેરને આપણને કહ્યું હતું કે તેને મળવાની જરૂર પડે તો બ્રીગ્સને પૂછી લેવું. અથવા અહિં આવવું. એ શિવાય બ્રીગ્સનુ નામ પણ આપણે કદિ સાભળ્યુ ન્હોતુ એટલે તે શા માટે લાઇટફુટની વાત આપણ ને કહે ?" લેડી લીટીશીઆએ ટીમનો ભ્રમ ભાગ્યો.

"જી, તમારી વાત સાચી છે. બ્રીગ્સ અમારો વિશ્વાસ પાત્ર માણસ છે" બેગરમેન બોલ્યો.

"કદાચ તપાસ કરતા લાઇટફુટની દીકરીનો પતો મળી જશે" ટીમે સુચના કરી.

'તમારો હુકમ હોય તો હું તેની તપાશ કરીશ અને પતો મળશે તો તમને તરત ખબર કરીશ." પછી તેણે લીટીશીઆ તરફ જોઇ કહ્યું: "મેગ્સમેનને લાચ આપી તમે જે ભેદી શાહીની બનાવટ શીખી ગયા છો તે શાહીથી તમને પત્ર લખું તો કંઇ વાંધો નથીને ?"

"નહિ. પણ કવર પર શીરનામું એ શાહીથી ના લખતા" કહી લીટીશીઆ હસી

"નહિ. નહિ. હુ એટલો બધો મુર્ખ નથી." બેગરમેન બોલ્યો.

"ઠીક ત્યારે. હવે અમે જઇશું. તમે લાઇટફુટની પુત્રીની તપાસ કરશો ખરા ને ? ચાલ એમેઝોન ! જતી વખતે પહેલાના જેવો બનાવ બની જાય તો વળી પચાત થશે." કહી ટીમે બક્ષીસ આપતો હોય તેમ પાંચ ગીની ટેબલ પર મુકી દીધી.

"તમને રસ્તામાં અડચણ નડી હતી ?" બેગરમેને આ પ્રશ્ન કુતુહલથી 'કર્યો ન્હોતો પણ શિષ્ટાચારને ખાતરજ કર્યો હતો. ટીમના મનમા પણ કંઇ ખાસ શકા નહોતી એટલે તે બોલ્યો.

"સાંભળો. મેં તમને અગાઉ અગાઉ કહી દીધું છે કે મેગ્સમેનને મળવાને અમે નદિ પારના મકાનમાં ગયા હતા પણ ત્યા તે ન મળ્યો ત્યારે અમે ફ્રાંસીઘાટ પર નાવ ભાડે કરવા માટે ગયા હતા—"

"એ સ્થલ સારૂં નથી." બેગરમેન બબડયો.

"હા. અત્યંત ભયંકર સ્થળ છે. ત્યાં કોઇની લાશ દોરી પર લટકી રહી હતી. પવનમાં લાશ આમથી તેમ હાલતી હતી અને શબનો ચહેરો અતિ વિકરાળ લાગતો હતો. તે જોઇ અમને કંઇનું કંઇ થઇ ગયું. જલદી જલદી હોડી ભાડે કરી અમે આ પાર આવતા હતા. ચારે તરફ ઘોર અંધકાર છવાયો હતો. ભયાનકતાનું સામ્રાજ્ય વ્યાપી ગયું હતુ..."

"પછી શુ થયુ ?" બેગરમેનની ઉત્કંઠા વધવા લાગી. હવે તેના મનમાં સંદેહ પેદા થયો.

"હજુ હોડી છુટી ન છુટી એટલામાં કોઇની કરૂણ ચીચીઆરી સંભળાઇ. જાણે નદીના મધ્ય ભાગમાંથી કોઇની ચીસ આવતી હોય એમ મને લાગ્યું."

આ વાત સાંભળી લીટીશીઆ થરથરી ગઇ. "ઓ રામ ! કેવો કરૂણ આર્તનાદ ! કેવી ભયંકર ચીચીયારી ! હજુ પણ એ ચીસ મારા કાનમાં ગુંજી રહી છે." તે બબડી.

"પછી શું થયું ?" બેગરમેનના કાનમાં પણ હજુ રામસેની કરૂણ ચીસ ગુંજી રહી હતી. તે મીગલ્સની કથા સાંભળવાને તલ પાપડ થઇ ગયો.

"અવાજ પરથી મને એમ લાગ્યું કે કાંતો કોઇ ડુબી જાય છે યા કોઇનુ ખુન થાય છે." મીગલ્સ બોલ્યો.

"ખુનનો ખ્યાલ શી રીતે આવ્યો ?" હવે બેગરમેનના સ્વરમાં ગભરાટની છટા આવી.

"ઓહ ! એ ભયાનક ચીસ તમે સાંભળી હોત તો કદિ ન ભૂલત. મેં જલદીથી ખલાસીને જે દિશાથી અવાજ આવતો હતો

તે તરફ હોડી લઈ જવાનું કહ્યું પણ અંધારૂં એટલું ઘોર હતું કે કંઈ દેખાયું નહિ."

"તમે કંઇ જોયું ?"

"અરે! અંધકાર એવો ભયંકર હતો કે હું મારો હાથ લાંબો કરૂં તો તે પણ ન દેખાય! એવા અંધારામાં મેં ફાંસી ઘાટપરની લાશ જોઇ હતી. પરમાત્માની કરામત એવી છે કે બદમાશોના બુરા કામો અંધકારમાં પણ છૂપા રહેતા નથી." ટોમના સ્વરમાં તિરસ્કારની છાયા આવી. તે પરમાત્માની ગેબી શકિતપર બીજું વિવેચન કરવા જતો હતો એવામાં લેડી લીટીશીઆ વચ્ચે પુરાઇ.

"ટોમ! તું પણ ભલો માણસ છે આ બિચારો તારી વાત સાંભળવાને આતુર થઇ રહ્યો છે ને તું ભળતીજ લવારી કરે છે. તું ચુપ રહે. હું અધુરી વાત પૂરી કરૂં." કહી તે એગરમેન તરફ જોઇ બોલીઃ "સાંભળો, ખલાસીએ ત્યાર પછી જોસથી હોડી મારી મૂકી. હું અને મીગલ્સ નદિની બને બાજુએ મ્હો કરી બેઠાં. એટલામાં કંઇ સફેદ વસ્તુ મારી નજરે પડી નદીના પ્રવાહમાં તે હોડીની પાસે આવી. અને મને જણાયું કે તે કોઇ મનુષ્યની લાશ છે."

"મનુષ્ય!—" એગરમેન ગભરાઇને બોલ્યો.

"હા તરત મેં તેના વાળ પકડી લીધા."

"પછી તમે તેને હોડામાં લઇ લીધો ને ?"

"હા. મી० મીગલ્સ તરત મને મદદ કરવા દોડી આવ્યા. ખલાસી પણ કામ લાગ્યો. અમે ત્રણે જણે તેને હોડીપર લઇ લીધો એ સમગ્રે હોડી એટલી હાલી ગઇ કે અમને અમારા જાનનો ડર લાગ્યો. પણ પ્રભુકૃપાએ કંઈ થયું નહિ."

"તે સખસ મરી ગયો હતો કે જીવતો ?" એગરમેન અત્યંત આતુરતાથી પૂછવા લાગ્યો. તેના હોસકોસ ઉડી ગયા હતા. એ ઘડી પહેલાં તે સોના મહોરની લાલચે જે પાપ કરી આવ્યો હતો તે આમ અચાનક પ્રકાશમાં આવી જવાથી તેના ભયનો પાર રહ્યો

ન્હોતો. મીગલ્સ અને લીટીશીઆ તેનો મનોભાવ હજુ સુધી સમજી શકયા ન્હોતાં.

"એ બિચારો તદન બેહોશ હતો." લીટીશીઆ બોલી: "અમે સમજયા કે તે નહિ બચે. અમે માંજીને હોડી ફ્રાંસીઘાટ પર લેવાનું કહ્યું. માર્ગમાં મા. મીગલ્સે બને હાથો પેલા સખસની હથેલી પર ચોળ્યા અને હું તેની બને નમો ઘસવા લાગી. એટલામાં હોડી કિનારે જઈ પહોંચી. અને એ સખસની દેહ પણ કંઈક ગરમ થઇ. તે મરી ગયો નથી તે જોઇને અમને આનદ થયો."

"તમ પુણ્યનુ કામ કયુ'." જેમ તેમ બેગરમેન બોલ્યો. જો એનું ચાલતું હોત તો રામસેને બચાવવા માટે તે ટીમ અને લીટીશીઆને આજ જગ્યાએ પુરા કરી નાખત.

"પછી અમે તેને નજીકના એક હોટલમાં લઈ ગયા."

"મરીનર્સ આર્મસ હોટલમાં ?"

"હા અમે તેને એક રૂમમાં સુવાડયો ત્યાં સુધી તે બેહોશ પડી રહયો હતો. મીગલ્સ અને હોટલનો માલીક તેના કપડાં બદલી તેને બીછાના પર નાખવાની કોશીષ કરવા લાગ્યા અને હું ડોકટરને બોલાવવા દોડી. હું કદિ એ મહોલ્લામાં ગઇ ન્હોતી, કોઇને પીછાનતી ન્હોતી; છતાં મેં એક ડોકટર શોધી કાઢયો."

" પરમાત્મા તમારૂ ભલુ કરશે. ડોકટરે તેને સારો કર્યો ને!"

"ડોકટર સાથે હુ હોટલમાં ગઇ ત્યારે તે સખસ કંઇક હોસમાં આવ્યો હતો. ઓરડામાં થતી વાતચીત તે સમજતો હતો પણ કઇ બોલી શકતો ન હતો. ડોકટરે કહ્યું કે એક બે દિવસમાં તેની વાચા ખુલશે"

એ રોગી ફીલીપ રામ્સેજ હતો એવી ખાત્રી થઇ ગયા છતાં બેગરમેને પુછયું: "એનો દેખાવ કેવો હતો?"

"ફાંકડો, ખુબસુરત અને આકર્ષક! બાંધો એકવડો અને આકૃતિ

લાંબી! ભાગ્યે ત્રીસ વર્ષની ઉમ્મર હશે! બિચારો બચી જાય તો સારૂં–"

"શું એ બચે એમ નથી?"

"ડાકટરની વાત પરથી લાગે છે કે તે બચી જશે. પણ હજુ ખાત્રી નથી. અમારાથી બન્યુ તેટલું અમે કર્યું. અમે તેના ખર્ચ માટે હોટલવાળાને પૈસા આપી આવ્યા છીએ તેમાથી તેનો ખર્ચ ચાલશે. એક બે દિવસમાં હુ પાછો તેની ખબર લઇ આવીશ."

"તમે તેને પીછાનતા નથી?"

"નહિ. તેની પાસે કંઇજ ન્હોતું તેના નામનો કાર્ડ પણ ન્હોતો એટલે તેના નામ ઠેકાણાની કંઇજ ખબર પડી નથી. ચહેરા અને વસ્ત્રપરથી કોઇ ખાનદાન માણસ લાગે છે."

રામસે બચી ગયો એ વાત સાંભળીને બેગરમેન મનમા ને મનમા બળી જળી ગયો. હવે શું કરવું તે માટે તેણે થોડીવાર વિચાર કર્યો અને પછી કહ્યું; "અજબ જેવી વાત છે સાહેબ! આવી અંધારી રાતે તમે ભારી તકલીફ વેઠી આવ્યા. જરા નાસ્તો કરીને પછી જજો"

"નહિ. નાસ્તાની જરૂર નથી. હવે અમે જઇશું. ચાલો લીટીશીઆ!" ટીમ બોલ્યો.

તેમને જવા માટે દરવાજો ખોલવાને બહાને બેગરમેન દરવાજા સુધી ગયો અને તરત પાછો ફરી બોલ્યો.

"લો, મેગ્સમેન આવી પહોંચ્યો."

"તો તેને મળીનેજ જઇશું" મીગલ્સ ખુશી થઇ બોલ્યો.

"પધારો–" કહી બેગરમેને હાથમાં બતી લીધી અને અમે અગાઉ જે સાંકડી સીડીની વાત કરી ગયા છીએ તે સીડી દ્વારા બન્નેને ઉપર લઇ ગયો. ત્રણે જણ ચુપચુપ ઉપર જવા લાગ્યા. અંતે ત્રણે જણું સૌથી ઉપરની ખોલીમાં ગયા ત્યાં પડેલું ઘાસ બેગરમેને

દૂર કર્યું તો નીચે ઉતરવાની બીજી સીડી જણાઇ તે જોઇ મીગલ્સ બોલ્યો: "શું? પાછા નીચે જવા માટે અમે ઉપર આવ્યા છીએ "

"જુઓ સાહેબ! મેગ્સમેનને પકડાવી આપવા માટે ભારી ઇનામ જાહેર કરવામાં આવ્યું છે. કોન્સ્ટેબલોને ખબર છે કે તે કોઇ કોઇ વાર આ મકાનમાં આવે છે તેથી તે પોતાનું સ્થાન અત્યંત ગુપ્ત રાખે છે. જો તમારા પર મને વિશ્વાસ ન હોત તો આ છૂપી જગ્યા તમને કદિ પણ બતાવત નહિ." બેગરમેન હસીને બોલ્યો.

"અમારાથી તમારે લેશમાત્ર ડરવાની જરૂર નથી."

"તે હુ સારી પેઠે જાણું છુ તેથીજ તમને આ દાદર ઉતરવાની અરજ કરૂ છું. નીચે મેગ્સમેનની ખોલી છે."

ટીમ અને લીટીશીઆને કંઈ પણ શક ન હોવાથી બન્ને દાદર ઉતરી ગયા. નીચે જઇ બેગરમેને એક ઓરડી ખોલી અને બંનેને અદર જવા દીધા. તેણે બતી જરા ઉપર પકડી. મેગ્સમેન ત્યાં ન જણાવાથી ટીમ બેગરમેનને કઇ પૂછવા જતો હતો પણ એજ પળે ઓરડીના બારણા બધ થઇ ગયા અને આગળથી સાકળ વાસી દેવામા આવી. ત્યાર પછી બન્નેએ બેગરમેનના પગલાંનો અવાજ સાંભળ્યો. ધીમે ધીમે તેના પગલાંનો અવાજ બધ પડયો અને બંને તે અંધારી કોટડીમાં કેદ થઇ ગયા.

"ટીમ! આ તો દગો થયો." અંધારામાં ટીમનો હાથ પકડી લીટીશીઆ બોલી.

"હા. પણ તારે ડરવાની જરૂર નથી. જો એ બદમાસને એના પાપનું ફળ કોઇ દિવસ ન ચખાડું તો મારૂં નામ મીગલ્સ નહિ—" ટીમ દાંત કચકચાવી બોલ્યો.



# પ્રકરણ ૩૩ મું.

## ગુન્હા પર ગુન્હો.

લેડી લીટીશીઆ અને ટીમ બીગલ્સને પેલી ભેદી ઓરડીમાં દગાથી કેદ કરી બેગરમેન નીચે આવ્યો અને પોતાની બદમાશ દીકરી કેરોટીપોલને રામસે બચી જવાની બધી વાત કહી સંભળાવી. છેવટે તે બોલ્યો. રામસે બચ્યો તો ખરો. પણ તે જીવશે એવી આશા છે.

"ત્યારે હવે શું કરવું?" કેરોટીપોલ ગંભીર થઇ બોલી.

"મામલો ભયંકર થઇ ગયો છે. પણ મને એક યુક્તિ સુઝે છે. જો તું મદદ કરે તો બધુ ઠીક થઈ જશે."

"જો એમ હોય તો હું ગમે તે કરવાને તૈયાર છું. પણ હું તમને એક વાત પૂછું. રામસેથી આપણે ડરવાની શી જરૂર છે? એ આપણી વિરૂધ્ધ એક પણ પગલું ભરી શકે એમ છે? જો એ આપણી વિરૂધ્ધ જશે તો આપણે એની પોલ ખોલી એના હાથ જરૂરથી જકડાવી લઇશું. એણે માર્ટીન સાથે મળીને જે દગાબાજી કરી છે તેનો ઇનકાર એ કરી શકે એમ નથી. એણે અનેક બનાવટી ગીનીઓ ચલાવી છે તે જોતા એનાથી ડરવાની મને કંઈ જરૂર જણાતી નથી."

"દીકરી!–" કેરોટીની વાત લક્ષપૂર્વક સાંભળી લઇ બેગરમેન ગંભીરભાવથી બોલ્યો: "મને ઘણી જાતની બીક લાગે છે વાર કે રામસે બચી જાય અથવા મરવા પહેલા ભાનમાં આવી પાદરી સમક્ષ એકરાર કરી દે તો નકલી ગીનીઓ, સર રીચર્ડને કેદ કરવાનું કાવત્રુ અને આજે રાતે આપણે નદીમા કરેલું કામ–એ સર્વ બીના ખુલ્લી થઇ જશે ને આપણા બાર વાગી જશે."

"તમારી વાત સાચી છે."

"વળી ધારી લે કે એવું ન થાય. અને એ બચી જાય તો પહેલી તકે એ આપણી વાત મેગ્સમેનને કહ્યા વિના રહેવાનો છે?

અને મેગ્સમેન કઇ જાતનો માણસ છે તે તો તું સારી રીતે જાણે છે આપણે એની રજા શિવાય આજે રાતે રામસે સાથે દગો કર્યો હતો તે માટે એ આપણને છોડી દે એવો નથી મેગ્સમેનને શુળી પર લટકવુ પડે તો પણ ને આપણને આ દગાબાજી માટે સજા કરશે અને જો તેમ ન થાય તો આપણો સાથ છોડી દેશે. પછી આપણે એકલા શું કરીશું ? એની મદદ વિના આપણું ગુજરાન થાય એમ નથી. બીજી વાત એ છે કે કાલે મીગલ્સ અને લીટીશીઆ રામસેની ખબર લેવા જશે. તે વખતે તેઓ તેને બધી હકીકત પૂછી લેશે અને તે વાત તેઓ કોઇ માજીસ્ટ્રેટને નહિ કહે પણ મેગ્સમેનને તો જરૂર કહેશે."

"તો હવે શું કરવું છે ?"

"એજ કહું છું. કાલ સ્હવાર સુધી મીગલ્સ અને લીટીશીઆને કેદ રાખવા પડશે—"

"ને એટલામાં મેગ્સમેન આવી પોતાની ઓરડીમા જવા ચાહે તો ?" કેરોટીએ વચ્ચે પૂછયુ.

"તો તેને ભય બત્તાવીશ કે બે ત્રણ દિવસ સુધી ત્યાં નહિ જાય કારણ કે પોલીસ તેની પાછળ ખાઇ પીને ઘુમી રહી છે."

"વારૂ. પછી ?"

"પછી શું ? તું ઝટપટ કપડાં પહેરી નદીની પેલી પાર જા. રામસે "મરીનર્સ આમ્સ" માં પડયો છે. ત્યા તને કોઇ ઓળખતું નથી. ત્યાં જઇ તું રામશેની બહેન, બૈરી યા ગમે તે બની જજે અને કહેજે કે 'મારો ભાઈ યા પતિ ગુમ થઇ ગયો છે. તપાસ કરતાં ખબર મળી છે કે એવા દેખાવનો એક આદમી ટેમ્સ નદીમાંથી મળી આવ્યો છે. તે સાંભળતાંજ હું પાગલ થઈ ગઇ છું કેમકે તે દિવાનો છે એટલે કદાચ એણે આપઘાતની કોશેષ કરી હશે.'

"સમજી ગઇ."

"પછી તું રામસેને બેહોશ જોઇને બધા માણસોને દયા આવે

તેમ કલ્પાંત કરી મુકજે અને રાતે તેની સારવાર કરવા રહેજે. તેને વારંવાર દવા અને બ્રાંડી પાયા કરજે તથા જયારે સઘળા ચાલ્યા જાય અને તું એકલીજ હો ત્યારે "હેર્સફ્રેન્ડ" ના બે ટીપા તેના મ્હોમાં નાખી દેજે એટલે ખેલ ખલાસ!–" વાચનારને યાદ હશે કે પેલા બુઢ્ઢા લાઇટફુટે "હેર્સફ્રેન્ડ" નામનું કાતિલ ઝેર બનાવ્યું હતું કે જેની ભયંકર અસર જુલિયાએ પેજ સમક્ષ વર્ણવી હતી. આ બદમાસ ટોળીમાં બેગરમેન પણ સામેલ હોવાથી તેની પાસે પણ એ ભયાનક ઝેર હતું.

"પછી?"

"સ્હવારે તું ખૂબ રોઇને કકળાટ કરી મૂકજે એટલે હોટલવાળા દોડી આવશે અને જોશે કે રામ્સેનો આત્મા ઉડી ગયો છે. એ જોઇ તેઓ ડોકટરને બોલાવશે ને ડોકટર ગમે તે અભિપ્રાય આપશે પછી કોરોનરની તપાસ ન થાય તેની ખાસ કાળજી રાખજે. પાચ ગીની પકડાવી દેશે તો કામ થઈ જશે પછી કોફીન મગાવી, તેમા લાશ નાખી તે બ્રીગ્સ પાસે લઇ જજે તે સાવધાનીથી લાશને દફનાવી દેશે. આટલુ થઇ જાય કે બેડો પાર! પછી બ્રીગલ્સ અને લીટીશીઆ ભલે તેની ખબર લેવા જાય!"

"ઠીક છે પણ તમે એ બે જણને શા બ્હાને રોકી રાખશો?"

"આપણે જે કામ માટે એ લોકને કેદ કર્યા છે તેની તો તેઓને કલ્પના પણ નથી. એ લોકોને રામસેના ખૂનની કોશેષની જરા પણ ખબર નથી રામસે કોણ છે? એ જાતે નદીમાં પડયો હતો કે કોઇએ તેને ફેંકી દીધો હતો? તે તેઓ જાણતા નથી. કાલે રાતે હુ તેમની પાસે જઇશ કે 'તમારા પર મને કંઇક શક આવ્યો હતો. તમે મેગ્સમેનને ફસાવવા માટે જાળ બીછાવી રહ્યા છો એમ લાગવાથી મારે તમને ઓરડીમા પૂરવા પડયા હતા પણ વિચાર કરતા હવે મારી ખાત્રી થઇ છે કે તમે દગો કરવા માગતા નથી.' બસ, આટલો ખુલાસો કરતાં તેઓને સતોષ થશે. ચાલ, હવે ઉતાવળ કર. સંભાળી સંભાળીને કદમ ભરજે ને બનીઠનીને જજે કે જેથી કોઇને શક ન જાય."

"તેની તમે ચિંતા ન કરો. તમે ફીંચીનગ્રેંડને કહો કે બહાર ન જાય" એટલું કહી તે વસ્ત્રો બદલવા ગઇ અને બેગરમેને ફીંચીનગ્રેંડને હોડીમાં કેરોટીપોલને નદીની પેલી પાર લઇ જવાની વાત કરી.

અરધા કલાકમાં કેરોટી સુશોભિત વસ્ત્રોમાં સજ્જ થઇ નીચેના ઓરડામાં આવી. તેનો બાપ તેના શણગાર જોઇ ખુશ ખુશ થઇ ગયો. કેરોટીએ આખા શરીર પર પાઉડર લગાવી દીધો હતો માથાના વાળ ફેશનથી ઓળ્યા હતા અને લવંડરથી તેના વસ્ત્રો બહેક બહેક થતા હતા.

"શાબાશ ! દીકરી !—પેલી શીશી સાથે લીધીને ?" બેગરમેને કહ્યું.

"હા. છાતીમાં છૂપાવી દીધી છે. મને ઓવર કોટ પહેરાવો. આકલી રાતે હુ બની ઠનીને બહાર ગઇ છું તે કોઇને કહેતા ના ફીંચીનગ્રેંડ કયા છે ?"

"એને મે કિનારે મોકલ્યો છે. ને હોડી લઇ ઉભો હશે !" કહી બેગરમેને તેને ઓવરકોટ પહેરાવી દીધો.

"સારૂં કર્યું." કેરોટીએ કહ્યું ઓવરકોટને લીધે તેનુ મ્હો જરા ઢકાઇ ગયું એટલે તે કોઇની નજરે પડયા વિના બેગસ સ્ટાફમાંથી બ્હાર નીકળી ગઇ અને તેનો દુષ્ટ બાપ બ્રાંડીની પ્યાલી ઉડાવી ચીરૂટ પીવા લાગ્યો."

પ્રિય વાંચનાર ! બેગરમેનના દગાથી મેગ્સમેનની ખોલીમાં કેદ થયલાં ટીમ અને એમેઝોને શુ કર્યું ?

# પ્રકરણ ૩૪ મું.

## ભયંકર સાહસ.

અધારી કોટડીમા એગરમેને ટીમ અને લીટીશીઆને કેદ કર્યા એ બીના વાચનાર જાણે છે. ટીમે લીટીશીઆને હૃદય સરસી ચાંપીને કહ્યું: ડરતી ના વ્હાલી!"

"ટીમ! વ્હાલા તું મને ધીરજ આપે છે પણ ધીરજ રહેતી નથી. આખમા આંસુ નથી આવતાં તેમ હું નિરાશ પણ થતી નથી કેમકે તું મારી સાથે છે. પણ એ બદમાસે આપણુને શા માટે કેદ કર્યા હશે તેનું કારણ સમજાતું નથી. તને શું લાગે છે ટીમ?" લીટીશીઆ ટીમને વ્હાલથી વળગીને બોલી.

"હજુ એનો હેતુ સ્પષ્ટ સમજાતો નથી પણ જે થોડું ઘણું હું સમજયો છું ને પરથી મને લાગે છે કે અલ્પ સમયમા બધો ઘોટાળો ખુલ્લો થઇ જશે"

"તને શો શક જાય છે?"

"આપણે પેલા નદીમાં ડુબી મરતા માણસની વાત કરતા હતા તે વખતે એ બદમાસ કેવી રીતે સાંભળી રહયો હતો તે તે જોયું હતું?"

"એક બે વાર મને એના મ્હોના ભાવ પલટાતા જણાતા હતા પણ આવી અદભૂત વાત સાંભળવાની ઉત્કંઠાને લીધે એમ જાણી મે ધ્યાન આપ્યુ ન્હોતું."

"પ્રથમ હું પણ એમ માની બેઠો હતો પણ હવે જે બનાવ બન્યો છે તેનું પ્રથક્કરણ કરતાં મને એવો ભાસ થાય છે કે આપણો ખ્યાલ ભૂલ ભર્યો હતો. નદીમાંના ખુન સાથે એગરમેનને કઇને કઇ સબંધ હશેજ એમ મને લાગે છે. એ અત્યત આતુરતાથી એ કમનસિબ માણસ વિષે જે પુછપરછ કરી રહયો હતો તે પરથી તેના પર મને શંકા આવે છે. મારી ખાત્રી છે કે જો એ બદમાસ પાજીને નદિમાંથી બચાવેલા હતભાગીની વાત આપણે ન કરત• તો આ બલામા આપણે ન ફસત." ટીમ બોલ્યો.

લીટીશીઆ આ સાભળી જરા ગભરાઇને બોલી. "ટીમ!

જે બદમાસ એ સપ્પસનું ખુન કરી આવ્યો હતો અથવા જેણે ખુન કરવાની કોશેષ કરી હતી તે શુ નહિ કરે? આપણા આ અંધારી કોટડીમાં શા હાલ થશે? અહિં આપણુ કોણ બેલી?"

"વ્હાલી! એ આપણને પણ પુરા કરી નાખે એ વાત હું માની શકતો નથી. "લીટીશીઆને વ્હાલથી છાતીએ લગાવી તેના માથાના વાળ પર હાથ ફેરવતો ટીમ બોલ્યો. હું તારી પાસે છું ત્યાં સુધી તને ડર શો છે? તારી ખાત્રી હશે કે જયા સુધી મારા દેહમા પ્રાણ છે ત્યાં સુધી તારો વાંકો વાળ પણ થવા દઇશ નહિ."

"તારે માટે મને પુર્ણ વિશ્વાસ છે, ટીમ! વળી હુ પણ નબળી પોચી સ્ત્રી નથી પુરૂષોના જેવી સાહસિક શકિત ખુદાએ મને પણ બક્ષી છે મહજમા મારો જાન લઇ જાય એવો પુરૂષ કોઇ માએ હજુ જણ્યો નથી." અંધારામાં પણ તે આટલું કહી જરા હસી.

"લીટીશીઆ! મને લાગે છે કે પોતાના કોઈ હેતુ માટે એ બદમાસ આપણને થોડીકવાર રોકી રાખવા માગે છે. કદાચ ત્રણ ચાર દિવસ પણ આપણે તેના મહેમાન થઇ રહીએ તે સભવિત છે પણ હું એની મુરાદ પાર પડવા દેવાનો નથી." તેનો અવાજ ધીમો થયો." જોઇએ તો ખરા. અહિંથી ભાગી જવાની કઈ બારી છે કે નહિ? વ્હાલી! આવા સાહસમાં પણ આશક માશુકોને મઝા પડે છે–નહિ!"

"હા મઝા તો છે. પણ જો હવે મસ્તી કરીને તો બે તમાચા લગાવી દઇશ, અને તમાચા મારવાની વાત કરતી વખતેજ તે ટીમને વળગી પડી. ટીમ ખડ ખડ હસી પડયોઃ–તું નાસી જવાની વાત કરે છે પણ અહિ તો ઘોર અંધારૂં છવાયું છે. આ ઓરડીમાં શું બન્યું હશે તે પણ જણાતું નથી."

અંધારામાં હાથ લંબાવતો લબાવતો ટીમ. બે ચાર કદમ આગળ ગયો અને પછી બોલ્યોઃ "આ બાજુ એક બારી છે બારણા આગળ ઉભા રહી બેગરમેને ફાનસ ઉંચું કર્યું ત્યારે મેં બારી જોઇ

હતી. હા. જો આ બારી!" બારી પર હાથ પડતાંજ ટીમે તે પરનો પરદો દુર ખસેડી નાખ્યો. અંધકાર જરા કમી થયો. હવે એકમેકની છાયા દેખાવા લાગી. પણ કોઇનું મ્હો સ્પષ્ટ દેખાતું ન્હોતું.

"સબુર કર લીટી!" ટીમ બોલ્યો: હું એક ખુરશી શોધી કાઢું. તું મારી ગોદમાં બેસી રહેજે એટલે હું ભલ ભલી યુક્તિ શોધી કાઢીશ...લે, આ ખુરશી! બેસી જા. અને મને એક ચુંબન આપ—"લીટીશીઆને ખુરશી પર બેસાડી ટીમે તેના હોઠ પર હોઠ દાબી દીધા. પ્રબલ ઇચ્છા શક્તિવાળો પુરૂષ આફતમાં પણ પોતાની માશૂકનો અધરરસ પીવાનુ ભૂલતો ન્હોતો. અધર રસના પાનથી તેનામાં બેવડું જોર આવ્યું. તેનું મગજ ખીલી ગયું અને તેની કુશાગ્ર બુધ્ધિ ઝડપથી કામ કરવા લાગી. તે બોલ્યો: પ્રથમ આ બારી મકાનના કયા ભાગમા છે તે જાણવું જોઇએ."

"આ મકાનનો પાછલો ભાગ છે." લેડી લીટીશીઆ લીડ બોલી: "આપણે જે રીતે આમ તેમ ફરીને દાદરો ઉતરી આવ્યા છીએ તે પરથી એ બીના સાબીત થાય છે."

ટીમ જરા વાર વિચારમા પડયો.

"હા. તારી વાત સાચી છે. હવે આપણે કેટલામાં માળ પર છીએ તે જાણવુ જોઇએ બહારથી આ ઘર બહુ ઉંચુ જણાતું ન્હોતું આપણે બે દાદર ચઢી ઉપર જે ઓરડીમાં ગયા હતા તે પરથી તે બીજો માળ હતો. પછી એક ભેદી દાદર ઉતરી અહિ આવ્યા એટલે આ પહેલો માળ છે એમ લાગે છે પરમાત્માની કૃપા તો આપણે જરૂર છટકી જઇશું. જોઉં, બારી પર સળીઆ છે કે નહિ?"

ટીમ ઉભો થયો. બારી ખોલી અને તેના મ્હોં પર આનંદની છટા આવી. બારીને સળીઆ ન્હોતા. રસ્તો સાફ હતો. કંઈ નડતર ન્હોતી. અંધારામાં આંખ ફાડીને મીગલ્સે જોયું કે આસ-પાસના મકાનોના પાછલા ભાગની દીવાલો નજરે પડતી હતી અને



લીટીશીઆ ટીમને વ્હાલથી વળગીને બોલી.

(પા. ૧૪.)

Joshi Art, Bombay 1

દીવાલો પાસે થોડી થોડી ખાલી જગ્યા હતી. તેને લાગ્યું કે આ મકાનની પાછળ પણ થોડી ખાલી જગ્યા હશે પણ અંધકારને લીધે તે તે જોઇ શક્યો નહિ. પણ નીચે જતાં ખાલી જગ્યા પરથી તે ધોરી રસ્તા પર જઇ શકશે? નીચે કઇ આફત તો નહિ નડે? ગમે તેમ થાય પણ તેણે સાહસ ખેડવાનો નિશ્ચય કર્યો હતો. બારીમાંથી નીચે ઉતરી જવાની તેણે પ્રતિજ્ઞા લીધી હતી. એ કામ માટે એક દોરડાની જરૂર હતી. પણ દોરડુ ક્યાંથી લાવવું?

"એમેઝોન! જોને, બીછાનામાં આપણને ખપ લાગે એવી કંઈ ચીજ છે?" ટીમે કહ્યું.

બંને જેમ તેમ લથડતા બીછાના પાસે ગયાં. બીછાના પરથી ચાદર, ધાબળી વિગેરે કામની વસ્તુઓ મળી ગઇ બન્ને ને આનંદ થયો. મીગલ્સ પાસે એક ચપ્પુ હતો તેણે ચાદર અને ધાબળી કાપવા માંડી અને લીટીશીઆએ તેના ટુકડા એક બીજા સાથે જોસથી બાંધી દોરડુ બનાવવા માંડયું. થોડીવારમા જોઇએ તેટલું લાંબુ દોરડુ તૈયાર થઈ ગયું. પછી બંનેએ બે ખાટલા બારી પાસે ખસેડી મુકયા અને તેની સાથે દોરડું બાંધી લીધું.

"જો વ્હાલી! હુ પ્રથમ ઉતરી જાઉં છું. પછી હું દોરડું પકડી ઉભો રહીશ એટલે તને ઉતરવામાં સુગમતા થશે."

લીટીશીઆએ આ વાત મંજુર રાખી. તરતજ ટીમ દોરડા પરથી ઉતરવા લાગ્યો. થોડીવારમાં તે જમીન પર પહોચી ગયો. ત્યાં જઇ તેણે દોરડું હલાવ્યું એટલે લીટીશીઆ સમજી કે ટીમ સલામત ઉતરી ગયો છે ટીમ દોરડું પકડી ઉભો રહેતાં લીટીશીઆએ પોતાના કોમળ હસ્તે દોરડું પકડી ઉતરવાની શરૂઆત કરી. તે હિમ્મતવાન સ્રી હતી. થોડીવારમાં તે પોતાના પ્યારાની પાસે જઈ ઉભી.

એક પળ પણ ત્યાં થોભાય એમ ન્હોતું. બંને એ જોયું કે આ જગ્યા મકાનની સામેના રસ્તાથી ઘણી નીચી છે. એગસે

સ્ટાફમાંથી દારૂડીઆઓનો અવાજ સંભળાવા લાગ્યો. જો મુખ્ય દરવાજા શિવાય કોઈ બીજો રસ્તો ન મળ્યો તો મારામારી કર્યા શિવાય બીજો કોઇ રસ્તો નહોતો. બંને એ બીજા કોઇ રસ્તાની શોધ કરવા માંડી પણ બીજો રસ્તોજ નહોતો.

ટીમની નજર આ વખતે રસોડાની બારી પર પડી. તેમાં બત્તી ન હોતી તે પરથી તેમાં કોઇ માણસ નહિ હોય એવી તેણે કલ્પના કરી. બન્ને હિમ્મતથી રસોડામા ગયા ત્યાથી બને એ પોતાના બચાવ માટે લોખંડના બે સળીઆ ઉપાડી લીધા બચાવ માટે તૈયારી કરી ઉભય ધીમે પગલે આગળ વધ્યા. રસ્તામાં એક બારણું આવ્યું અને તેની બાજુમાંજ નિર્લજ્જ મશ્કરી અને બીભત્સ ગાયનોનો અવાજ સંભળાયો તેમની ખાત્રી થઇ કે આ બારણાંની પાછળજ બેગરમેનનાં પીઠાનો ઓરડો છે.

"જો, બારણામાથી નીકળતાંજ જીવ લઇને રસ્તા તરફ નાસી જજે. મારી ચિંતા કરી એક પળ પણ પાછળ ન જોતી. નહિ તો બધી બાજી ધુળમા મળી જશે." ટીમે લીટીશીઆના કાનમાં કહ્યું.

"ઠીક" જોસથી સળીઓ પકડી લીટીશીઆ બોલી.

તરત ટીમે બારણું ખોલી નાખ્યું. લીટીશીઆ વીજળીક વેગે નાસી ગઇ. ટીમ તેની પાછળ દોડયો. અચાનક બે હથીઆર બધ માણસોને નાસતા જોઇને અડામાંના બદમાસો વિસ્મીત થયા. પણ બીજીજ પળે તેઓ બંનેની આસપાસ ફરી વળયા.

"રસ્તો છોડો." મીગલ્સ બરાડયો.

"પકડો. પકડો." બેગરમેન દોડતો આવી બોલ્યો અને તેણે લીટીશીઆનો ઓવરકોટ પકડી લીધો પણ આ બાજુ લેડી લીટીશીઆ હતી તેણે જોસથી બેગરમેનના માથા પર લોખંડનો સળીઓ મારી તેને જમીન પર પછાડયો.

"શાબાશ ! શાબાશ ! " કેટલાક જણ બોલી ઉઠયા.

"આ સ્ત્રીની શી હિમ્મત ?" એક જણે ટીકા કરી.

"જો તમે આ દગાબાજ માણસના ઘરમાંથી અમને જવા દેશો તો તમને મોજ ઉડાવવા હું ખુબ પૈસા આપીશ." એગર-મેન તરફ આગળી કરી લીટીશીઆ ક્રોધીત સ્વરે બોલી અને ગજવામાથી મુઠી ભર સીકકા બ્હાર કાઢી બદમાસો વચ્ચે ફેંકી દીધા. થયું અડામાંના બધા બદમાસો સીકકા લુંટવામાં ગુંથાઇ ગયા. આ તકનો લાભ લઇ ટીમ લીટીશીઆનો હાથ પકડી એગર સ્ટાફ્માથી બ્હાર નીકળી ગયો તેઓને રોકવાની કોઇની હિમ્મત ન ચાલી. બન્ને રસ્તા પર જઇ પુગ્યા અને હોર્સલી ડાઉન પસાર કરી ગયા, કોઇ પાછળ આવતું ન જણાયું. અમે બન્નેએ સળીઆ ફેંકી દીધા અને હાથમાં હાથ નાખી, લંડન બ્રીજ અને હોર્સલી ડાઉનની વચ્ચેના રસ્તા પરથી માગ કાપવા માગ્યા. સાઉથપાર્ક રોડપર તેમને ગાડી મળી ગઇ. ટીમે તરત ગાડી ભાડે કરી અને રાતે એક વાગ્યા પછી બંને ટીમના જરમીન સ્ટ્રીટમાંના મકાનમાં આવ્યાં. ત્યાં સગડી સળગતી હતી, ડીનર તૈયાર હતું બનેના પેટમાં કુરકુરીયાં બોલતાં હતા, એટલે ઉભય તરત ખાવા બેસી ગયા. પેટપૂજા કરી ઉભયે સુવાની તૈયારી કરી. બહુ મોડું થવાથી લીટીશીઆ પોતાને ત્યાં ન ગઇ. તેણે આખી રાત ટીમની સાથેજ ગાળી.

•
•
•



# પ્રકરણ ૩૫ મું.

## બાજી બગડી ગઈ.

બેગમ્સ સ્ટાફ્માંના મવાલીઓ લેડી લીટીશીઆના સીક્કા લૂટવાની પડાપડીમાં જમીન પર એમેઝોનના ડંડાથી બેહોશ પડેલા બદમાસ બેગરમેનને ભૂલી ગયા. બધા સ્ત્રી પુરૂષો ગીનીઓ ઉઠાવવા માટે હોહો કરતા એક બીજાને ધક્કા મુક્કા મારતા હતા. અતે એક બુઢ્ઢીના હાથમાં ફક્ત એકજ ગીની આવવાથી તેને બેગરમેનની ખબર લેવાનું મન થયુ. પીઠાના એક નોકરની પણ તેના પર નજર ગઈ. એ બન્ને જણે બેગરમેનના મ્હો પર પાણી છાટી તેને થોડી બ્રાંડી પાઇ અને થોડીવારમાં બદમાસની આંખો ઉઘડી. તેનું મગજ સ્થિર થતાં તેને બધી વાત યાદ આવી અને ટીમ તથા મીગલ્સ છટકી જવાની વાત સાંભળી તે બધાને ગાળો દેવા લાગ્યો. પણ મવાલીઓને તેની દરકાર ન્હોતી. તેઓ બેગરમેનની ગાળો સાભળી તેની મશ્કરી કરવા લાગ્યા. તેણે ફરી બ્રાંડી પીધી પણ તેના મગજ પર ભારી જખમ થયલો હોવાથી તેનું દર્દ કમી થયુ નહિ. ટીમ અને લીટીશીઆ અધારી ઓરડીમાંથી કેવી રીતે બ્હાર નીકળ્યા તે તે જોઇ આવ્યો અને બારી પરથી નીચે લટકતી ચાદરની દોરી જોઇ તે તાજ્જુબ થઇ ગયો. નીચે આવી તેણે મવાલીઓને આ ભયકર સાહસની વાત કરી, આથી મવાલીઓ વધુ પ્રસન્ન થયા અને લીટીશીઆના પૈસા ખરચી શરાબ પી ધૂમ મચાવવા લાગ્યા. કોઇ હસતા હતા, કોઇ નાચતા હતા તો કોઈ બીભત્સ ગીતો ગાતા હતાં વચમાં વચમા કોઇ શરાબીઓ વચ્ચે મારામારી પણ થઇ જતી હતી. આખી રાત પીઠામા ધુમ મચી રહી લીટીશીઆએ લુટાવેલા બધા પૈસા મવાલીઓએ દારૂમાં ગૂમાવી દીધા અને સ્હવારે ચારેક વાગે બધાને બેગરમેને જેમ તેમ હાંકી કાઢ્યા. બધા ગયા પછી બબરચી દરવાજો બધ કરી બતી બુઝાવી સુવા ચાલ્યો ગયો. અને બેગરમેન એક ઓરડામાં બેસી ચીરૂટ તથા શરાબ પીતો પોતાની નીચ પુત્રીની રાહ જોવા લાગ્યો એ ગમે તેટલો શરાબ પીતો પણ કદિ ગટર માપતો ન્હોતો. મગર આજની વાત જુદીજ હતી આજે એણે હદ કૂદાવી હતી. વળી રાતે

બનેલા બનાવથી એનુ મગજ ચિંતાતુર થયું હતું અને તેમાં લીટીશીઆ એનું માથું ફોડી ગઈ હતી. શરાબ પીતાં પીતાં એને અત્યંત કેફ ચઢી ગયો. આંખોની આસપાસની નસો ફુલી ગઇ. ડોળા લાલ ઘુમ થઇ ગયા અને કપાળ ગરમ આગ જેવું થઇ ગયું. છ વાગે કોઇએ જોસથી બારણા ખખડાવ્યા. બેગરમેન લથડતો લથડતો દ્વાર ખોલવા ગયો. કેરોટીન આવી પુગી હતી. અંદર આવતાં વાર એક ગ્લાસ દારૂ પી તે પોતાના બાપની પાસે જઈ એક ખુરશી પર બેસી ગઇ. કેરોટી હાંફી રહી હતી. હેટ મૂકતાં તેનો ચહેરો અત્યંત વિકરાળ અને બેડોળ દેખાવા લાગ્યો.

"શું છે પોલ ?"

"સનાનના સમાચાર છે. બધી બાજી બગડી ગઇ ને મેગ્સમેન બધું જાણી ગયો." તે ચંચળ સ્વરે બબડી.

"પાજી ! એ તારીજ બદમાસી હશે.—" બેગરમેન દારૂની ઝુમમાં ગુસ્સે થઇ બરાડયો.

"ચુપ રહો." કેરોટી ફાટી. "શરાબની ધૂનમાં તમે ગમે તેમ બકો છો—"

"હી હી હી હી !—"દારૂડીઓ હસ્યો. "હશે હશે. મેં બહુ દારૂ પીધો છે. બોલ, બધી વાત કર. મેગ્સમેન તો બહુ ગુસ્સે થઇ ગયો હશે !"

"એના દેખાવ પરથી તો એને કંઇ દરકાર હોય એમ લાગતું ન્હોતું પણ એણે ટીમ અને લીટીશીઆને તરત છોડી દેવાની તાકીદ કરી છે."

"એ લોકો તો પોતેજ ભાગી ગયા—"

"ભાગી ગયા ?"

"હા." કહી બેગરમેને બધી વાત કરી. પોતાના બાપને માર પડવાની વાત સાંભળી તે મનમાં ને મનમાં ખુશી થઇ બોલી: "છોડી લીટીશીઆ બહાદુર સ્ત્રી છે !"

"ઠીક ઠીક. તું તારી વાત કર. આજ શી રીતે બગડી ગઈ?"

"સાંભળો. કિંચિનગ્રેડ મને પેલે કિનારે લઈ ગયો અને તેને છોડી હું મરીનર્સ આર્મ્સમાં મારો નાટક કરવા ગઈ. ત્યાં જઇને મેં રોતાં રોતા મારા "પતિ"ની ખબર પૂછી. રામસે તે વખતે બોલી શકતો ન્હોતો. તેના ઓરડામાં એક નર્સ બેઠી હતી તેને જોઇને મારો જીવ ખાટો થયો તો પણ રામસેને મે ચુમી લીધી. એ છે તો ફાંકડો હો! લેડી સ્ટેમ્ફર્ડ એના પર મોહી પડી હોય એમાં નવાઇ નથી. રામસે હોસમા તો હતો પણ તેનામાં બોલવા ચાલવા કે હાલવાની તાકાત નહોતી. તે મને પીછાની શકયો નહિ પણ મારી ચેષ્ટા જોઇ અજબ થયો અને મને તાકી તાકીને જોવા લાગ્યો. અતે તેણે આખો બધ કરી લીધી અને વિચારમાં પડી ગયો મેં નર્સને કહ્યું કે એનુ મગજ બગડી ગયુ છે તેથી મને પીછાની શકતો નથી. નર્સ મારા હાવભાવથી કંઇક વહેવાઇ હતી પણ તે સ્પષ્ટ બોલી શકી નહિ. આ કર, તે કર એમ કહીને હુ તેને દૂર કરવાની કોશેષ કરવા લાગી પણ રાડ એક ડગલું પણ ન ખસી. મને એવો ગુસ્સો ચઢયો કે એનુ ગળું દાબી મારી નાખું પણ લાચારીથી મારે શાત રહેવું પડયું. થોડીવાર પછી રામ્સે જાગ્યો અને કંઈ અસ્પષ્ટ બબડી મને તાકી તાકીને જોવા લાગ્યો. હું તેને પુનઃ ચુમી લેવા ગઈ પણ તેણે મ્હો ફેરવી લીધુ. આ વખતે તેને શુધ્ધિ હતી અને તે જરા જરા હાથો હલાવી શકતો હતો. હજુ એને શુધ્ધિ આવી નથી એમ મે નર્સને કહ્યું પણ તે એવી રીતે હસી કે મારી વાત તે માનતી નથી એવો મને ખ્યાલ આવ્યો. એટલામાં ડોકટરે દવા મોકલી આપી મારો હેતુ પાર પાડવા માટે હું ટેબલ પાસે ગઇ અને નર્સની તરફ પીઠ રાખી વીજળીક વેગે દવામાં ઝેર મેળવી દીધુ. પછી મેં બિછાના પાસે જઈ નર્સને કહ્યું આને જરા ઉઠાડો દવા પાઈ લઉં. નર્સે મારી વાત માની ને રામ્સેને ઉઠાડયો. પણ તેજ પળે મને જોઇને રામ્સેનો ચહેરો અજબ તરેહનો થઇ ગયો. એ ચહેરો હું કદિ ભૂલી શકીશ નહિ. તે થોડીવાર મને એકી ટસે

જોઇ રહ્યો અને પછી મને પીછાની જઇ ડરથી કંપવા લાગ્યો—"

"એ કઇ બોલ્યો ?"

"નહિ. પણ તેના મ્હો પરના ભાવથી મારી ખાત્રી થઇ ગઈ કે તે મને પીછાની ગયો હતો મેં તેના મ્હો સમક્ષ દવાનું ગ્લાસ ધર્યું પણ તેણે ન-ન-ન- કહી, ચીસ પાડી મ્હો ફેરવી લીધુ. આથી નર્સે તેને સુવાડી દીધો અને તે સૂતા સૂતા છાતી ફાટ રોવા લાગ્યો. 'હજુ એનું મગજ ઠેકાણે નથી' એમ કહી મેં દવા સગડીમાં ઢોળી દીધી. આ જોઇ નર્સ અત્યંત ગુસ્સે થઇ બોલી: 'દવા કેમ ફેંકી દીધી ?' હું ઝંખવાણી પડી ગઇ. મારાથી કંઇ બોલી શકાયું નહિ. નર્સ મને આંખો ફાડી ફાડીને જોઇ રહી હતી તેથી હું એકદમ ઓરડામાંથી બ્હાર ચાલી ગઇ."

"તારી ભૂલ હશે. એને કઈ શંકા ગઇ નહિ હોય પણ એનો દેખાવજ એવો હશે."

"હશે. પણ મને તે વખતે વિચાર કરવાની ફુરશદ નહોતી. બ્હાર જતાંજ મારા જીવમાં જીવ આવ્યો. નર્સ કંઇ ખુમરાણ કરી મેલે અને હોટલવાળો મને પોલિસને સ્વાધીન કરી દે એવો ભય મને ઉપજ્યો હતો. આથી હું હોટલમાંથી બ્હાર નીકળી કે તરતજ મેગ્સમેન સામેથી ત્યાં દારૂ પીવા આવતો જણાયો."

"તેણે તને ઓળખી ?"

"ત્યારે ન ઓળખે ? તે મને તરત ઓળખી ગયો." મેં તેને ચૂપ રહેવાને આંખ મારી પણ તેટલા તો તે બોલી ઉઠયો કે "રમત શી છે ?" હઠ કરી તે મને પીઠામા લઇ ગયો. ત્યાં પીઠાંવાળાએ મને રામ્સેની પત્ની જાણીને તેની ખબર પૂછી. હવે મેગ્સમેનથી કોઇ વાત છૂપી રખાય ખરી ? મેં શરાબ પી બ્હાર આવી તેને બધી વાત કહી દીધી. એ સાંભળી તે બોલ્યો. રામ્સેનુ શું થાય તેની મને પરવા નથી; મને કરાર પ્રમાણે લૂંટમાં મારો ભાગ મળવો જોઇએ મેં તેને તરત કહી દીધું કે 'બાપાએ તમારો ભાગ જુદો કાઢી રાખ્યો છે,' પછી તેણે કહ્યું કે 'અહિંથી જઇ ટીમ મીગફ્સ અને લીટીશીઆને છોડી દેજે. રામસેની ચિંતા કરવાની જરૂર નથી. હું તેની પાસે જાઉં

છું. આજે સાંજ પછી એકવાર પોલ મેલમાં જવું છે ' ક્યાં તે તમે જાણો છો. કદાચ કાલ રાત સુધી તે પાછો નહિ આવે. મેગ્સમેનથી છૂટી પડી હું નદી કિનારે ગઇ અને ફીચીનગ્રેડ મને હોડીમા ઘેર લઇ આવ્યો."

"આ તો સારી વાત છે. એમાં સ્નાનના સમાચાર શા છે ? મેગ્સમેન જો વિરૂધ્ધ થતો ન હોય તો રામ્સેનુ મ્હો બધ કરવાના અનેક રસ્તા છે" એગરમેન હસીને બોલ્યો

"હશે. તમેજ ટીમ અને મીગલ્સ સાથે દગાબાજી કરીને બાજી બગાડી મેલી છે. એ લોકો કામના માણુસ છે."

"તો પહેલાથી ભસી મરવુ હતું ને ?" એગરમેનનો શરાબી મીજાજ ગયો.

"ઠીક. હવે થવાનું તે થઇ ગયું. હું બહુ થાકી ગઇ છુ."

"તો ઓરડામાં જઇને ઘોટાઈ જા—"

તરત ફેરોટી પોતાના ઓરડામાં ચાલી ગઈ. એગરમેન પણ પોતાનુ જાડુ શરીર બીછાના પર નાખી પડયો અને મવાલીઓના અડ્ડા–એગર્સ સ્ટાફમાં નિરવતાનું રાજ્ય સ્થપાયું.



# પ્રકરણ ૩૬ મું.

## ગ્રેસ ને મવાલી.

આજે રવિવારનો દિવસ હતો. સાંજે મિસીસ ગ્રેસ એક સુસજ્જિત દિવાનખાનામાં બેઠી બેઠી એક બીભત્સ છાપું વાંચી રહી હતી. તેની દુકાનમાંની યુવતીઓ સ્નેહીઓને મળવા ગઇ હતી. કેટલીક પોતાના આશકોના વાયદા પૂરા કરવા ગઇ હતી. મિસીસ ગ્રેસ–પોલમેલ સ્ટ્રીટની એ મશહુર દલ્લાલા બની ઠની બેઠી હતી. તેની વય ચાળીસ વર્ષની હતી તો પણ કિમતી વસ્ત્રોથી અત્યંત મોહક લાગતી હતી. ઘડીઆળમાં છ ના ટકોરા થયા. આ પળે તેની ખાનગી દાસી હેરીઅટ તેની પાસે આવી બોલી: "મી૦ હાર્લી આવ્યા છે."

ગ્રેસ હસીને તરત ઉભી થઇ મી૦ હાર્લીનું સ્વાગત કરવા ગઈ. પ્રિન્સ અંદર આવી લાગ્યો. તેને જોઇ ગ્રેસ નખરા કરતી બોલી: "આપ નામદારે—"

"ચૂપ !—" ગ્રેસનો હાથ પકડી પ્રિન્સ બોલ્યો: "હું આ જગ્યાએ મી. હાર્લી છુ એ વાત ભૂલી ગઇ? જો ફરી આવી ભૂલ કરશે તો તને આવી સજા થશે–" કામી પ્રિન્સે ગ્રેસની કમ્મર પર હાથ નાખી તેના અધરામૃત પાન કરી લીધું.

"જો આવીજ સજા કરવાના હો તો તો હું વારંવાર આવી ભૂલો કરીશ." ગ્રેસ હસતી હસતી બોલી.

પ્રિન્સ અને ગ્રેસ ખુરશી પર બેસી ગયાં.

"ફેની ! શું હજુ પણ તું મને ચાહે છે ?" પ્રિન્સે જરા વાર રહી પૂછ્યું.

"વ્હાલા ! તમને એકવાર ચાહનારી સ્ત્રી કદિ ભૂલી શકે ખરી ?"

"હું રોજ નવી નવી કલીઓની શોધમાં ફરૂ છું તે છતાં તું મને ચાહે છે ?"

"હા. તમને સુખી જોવાથી મને ભારી આનંદ થાય છે."

"વાહ ! આજ તો તું બુધ્ધિમતી સ્ત્રીની પેઠે વાત કરે છે ! પણ ફ્રેની ! તું પણ કોઇ કોઇવાર પ્રેમ સાગરમાં ડૂબકી મારી લે છે નહિ ?" પ્રિન્સે હસીને પૂછ્યું.

"મી૦ હાર્લી, તમે જાણો છો કે હું સાધુડી નથી."

"જો તને હું સાધુડી થયલી જોત તો મારી અજાયબીનો પાર રહેત નહિ. ફ્રેની ! મે તને પહેલી જોઇ ત્યારે તું જેટલી સુંદર હતી તેટલીજ સુંદર હજુ પણ છે. જરા શરીર ખીલ્યું છે પણ તું જાણે છે કે મને રૂષ્ટપુષ્ટ સ્ત્રીઓ બહુ પસંદ છે."

"તમે બડા પક્કા છો. જો હું પાતળી હોત તો તમે કહેત કે નાજુક અને પાતળી સ્ત્રીઓજ રમણિય હોય છે. તમારા આવા ગુણથી બધા તમારી ખૂબ તારીફ કરે છે."

"મારી તારીફ ? મારી તારીફ કોણ કરે છે ?" પ્રિન્સ જાણે નવી વાત સાંભળી હોય તેમ ઉત્સુક થઇ બોલ્યો.

"છાપાના અધિપતિઓ, કવિઓ, નવલકથાકારો, વિગેરે તમારી ઘણી પ્રશંસા કરે છે."

"ફ્રેની ! ઇંગ્લંડના સામાન્ય છાપાવાળાઓ અત્યંત નીચ, જુઠા અને રાજાઓના ખુશામતી હોય છે."

"શું ? તમે આવી વાત કરો છો ? પોતાના ભાવી રાજાની તારીફ કરવામાં તેઓ ખોટું શું કરે છે ? તમેજ એક દિવસ આ રાજ્યની ગાદી પર—"

"ચૂપ ! ફરી ભૂલ કરી-ફરી પેલી સજા કરૂં છું." કહી ગ્રેસને પ્રિન્સ ચુમી પર ચુમી લેવા લાગ્યો પ્રિન્સના હાથથી બગડી ગયલા વાળ સમારતી ગ્રેસ બોલી.

"તમે ચુમી લઇને તમે જેને મળવા આજે અહિં આવ્યા છો તેને ગેરઇન્સાફ કરો છો."

"નહિ. વ્હાલી ! આવા નિર્દોષ વિલાસથી મારો પ્રેમ વધુ ઉત્તેજીત થાય છે તને ચુંબન લીધા પછી હું ઓક્ટેવિઆના આલિંગન માટે ઔર વ્યગ્ર થઇ ગયો છું. એણે સાત વાગે આવવાનું લખ્યું હતું પણ તું મારા પર જે મહેરબાની રાખે છે તેથી જરા તને પણ રાજી રાખવી જોઇએ એમ ધારીને હુ છ વાગે આવી પહોંચ્યો—"

"તમારો આભાર! તમે ઓક્ટેવીયા સાથે શી રીતે પત્ર વહેવાર કરો છો? મારી મારફતે તો પત્રો જતા આવતા નથી."

"નહિ. એ બિચારી મને ગામડાનો રહીશ સમજે છે. એ જાણે છે કે હુ કેન્ટ પરગણાનો રહીશ છું અને ધંધાસર લંડન આવું છું. મેં એને બોંડ સ્ટ્રીટમાંના "લંગ્સ હોટલ" નું શીરનામું આપ્યું છે એટલે ત્યાં એ પત્ર લખે છે ને હોટલવાળો મને પત્રો આપી દે છે."

"તમે એને માસ ઘરમાં મળ્યા પછી પાછા મળ્યા ન્હોતા ?"

"નહિ. એનો બાપ આવી પુગ્યો છે એ વાત તો તેં મને કહી હતી. ઓક્ટેવીવાએ પણ ગઇ કાલની ચીઠીમાં લખ્યું છે કે એ લોકોની સ્થિતિ સુધરી ગઇ છે તેથી થોડા વખતમાં મી૰ કલેરંડન કવેન્ડીશ સ્કવેરમાં કોઈ સારા મકાનમાં રહેવા જશે હવે ઓક્ટેવીયાને આવવા જવામાં સરળતા થશે કેમ કે મોટા ઘરની કન્યાઓ ગમે તે બ્હાને બ્હાર જઇ શકે છે. વળી તું કહે છે કે તેની બ્હેન પોલિન પણ પ્રેમમાં ફસી પડી છે."

"હા. પણ તે દગાથી વશ થઇ નથી. એણે પોતાના સદ્ચારિત્ર્યથી લોર્ડ ફ્લોરેમલને જુદાજ માર્ગ પર લઈ લીધો છે."

"હજુ એ યુવાન અમીરની મનોદશા એવીજ છે ?"

"હા. એમ લાગે છે. એ કલેરંડન કુટુંબ સાથે પીછાન કરવાને આતુર થઇ ગયા છે અને પ્રસંગ મળતાં પોલીનના હાથની માગણી કરનાર છે."

"નહિ, ફ્રેની ! એ કદિ બનશે નહિ. જો ફ્લોરેમલ પોલિન સાથે પરણશે તો એ ઓકટેવીયાની આબરૂનો બચાવ કરવા બ્હાર પડશે ને ઓકટેવીયા સાથનો મારો સંબંધ તૂટી જશે. ફ્રેની ! ગમે તે રીતે એ ઉમરાવનું દીલ પલટાવવું પડશે." પ્રિન્સ નીચતાની હદ કૂદાવી ગયો.

"એ તો ગુણવતી પોલિનનો યોગ્ય પતિ થવા માટે સદાચારી જીવન ગાળવા માગે છે" એસે જવાબ આપ્યો.

"જો વ્હાલી ! શરમાવાની જરૂર નથી. હું પૂછું તેનો સાચો જવાબ આપજે. લોર્ડ ફ્લોરેમલ સાથે બોલવા ચાલવા શિવાય તને કંઇ બીજો વહેવાર છે ?"

"નહિ. તમારા સમ !–"

"તો એને તારી જાળમાં ફસાવ. સમજી ગઇ ને ? એ ઓકટેવીયાનો બનેવી થશે તો મારૂં સ્વર્ગ સુખ ધુળમાં મળી જશે."

"તમે કહેશો તેમ કરીશ."

"શાબાશ ! મારી વ્હાલી !" કહી પ્રિન્સે તેના અધર પર પોતાના ઓઠ દાબ્યા. એજ પળે દાસી ગભરાયલી ગભરાયલી ત્યાં આવી પહોંચી.

"કેમ ?" એસ ગુસ્સે થઇ બરાડી.

"માફ કરો, બાઇ ! એક ભયંકર ચહેરાનો માણસ પોલમેલ સ્ટ્રીટના દરવાજા પર—"

"ભયંકર માણસ ?" એસ ચમકી.

"હા. એ કહે છે કે તે દિવસે આપણે ત્યાં થયલી ચોરી વિષે એ તમને મળવા માગે છે હાય ! હાય ! એ તો આવી લાગ્યો. એના પગલાં સંભળાય છે."

"આ તો ખોટું થયું પ્રિન્સ !" એસ બોલી.

"ગજબ થયો. હું ઓળખાઇ જઇશ." આટલું બોલી તે તરત ઉભો થયો અને એક પરદાની પાછળ છૂપાઇ ગયો. હજુ પરદો

હાલતો બંધ થયો ન્હોતો એટલામાં એસની સામે મવાલી મેગ્સમેન આવી ઉભો રહ્યો. હેરીઅટ બ્હાર ચાલી ગઇ ને એસ ગભરાઇને ખુરશી પર ફસડાઇ પડી. મેગ્સમેનના હાથમાં એક જાડી ડાંગ હતી. તેના વસ્ત્રો ગંદા હતા અને તેમાંથી બદબો નીકળતી હતી. એસના આ માણસને જોઇ હોસ કોસ ઉડી ગયા. પ્રિન્સની સામે આ મવાલીને મળવાની ફરજ પડવાથી તેને ભોંય ભારી પડી ગઇ. અંતે જેમ તેમ શુધ્ધિ ઠેકાણે રાખી તે નમ્ર સ્વરે બોલી: "ચાલો, આપણે બીજા ઓરડામાં જઇએ. અહિં કેટલાક મહેમાનો આવનાર છે."

"કંઈ ફીકર નહિ. મારૂં કામ પૂરૂં થશે ત્યાં સુધી એ લોકો થોભી જશે." કહી મેગ્સમેન પ્રિન્સ જે ખુરશી પર બેઠો હતો તે પર બેસી ગયો એસ તેનાથી ડરી દૂર જઈ બેઠી.

"કેમ ? મારી હવાથી તું બીમાર થઇ જશે? હમણા મારો ચહેરો તને નહિ ગમતો હોય પણ—"

"તમે શા માટે આવ્યા છો તે જલદી બોલોને !" એસ વચ્ચે બોલી ઉઠી.

"પૈસા જોઇએ છે પૈસા !"

"કેમ ! મેં તે દિવસના કરાર પ્રમાણે પાંચસો પાઉંડ તો મોકલી આપ્યા હતા–"

"હા. પણ મને જુગારમાં હારી જવાની આદત પડી ગઇ છે."

"કેટલા જોઇએ છે ?"

"પાંચસો ગીની હમણાં બસ થશે."

"હમણાં બસ થશે એટલે તમે મને વારંવાર સતાવ્યા કરશો એમ ?"

"એ ભવિષ્યની વાત છે વ્હાલી ! તું એટલી બધી બેશરમ થઇ ગઇ છે કે તારા—"

"બસ, બસ ! કાલે મોકલી દઇશ. હવે મહેરબાની કરી જાઓ."

"જાઉં ? તને કઇ શરમ આવે છે ? હું આટલી તકલીફ લઇ અહિં આવ્યો ને તું મારી મહેમાનગીરી કર્યા વિના વિદાય કરવાની વાત કરે છે ? તારે મન હુ બહુ નીચ અને હલકો માણુસ છું ખરૂં ?"

મહેરબાની કરી બસ કરો. જોઇએ તો કાલે રાતે તમે આવીને પૈસા લઇ જજો. તે વખતે બધી વાત થશે."

ગ્રેસે વિનીત સ્વરે કહ્યું.

"આજે મહેમાન આવવાના છે તેથી ?—આટલા વર્ષોની જૂદાઈ પછી—પંદર સોળ વર્ષના વિયોગ પછી—"

"તમને પગે લાગું-ચૂપ રહો."

"તું મારૂં અપમાન કરે છે. ઠીક, જરા બ્રાંડી લાવ—"

લાચાર થઇ ગ્રેસે કબાટમાંથી એક બાટલી અને નાના ગ્લાસ કાઢયા.

"આવા નાના ગ્લાસમાં મારાથી નહિં પીવાય ? મોટું ગ્લાસ કાઢ." મવાલીએ હુકમ કર્યો.

દલ્લાલાએ ગુપચુપ મોટુ ગ્લાસ કાઢી તેમાં શરાબ નાખ્યો અને મેગ્સમેન એક ઘુંટડે તે પી ગયો.

"બેગર્સ સ્ટાફના શરાબથી આ શરાબ ઘણીજ સ્વાદિષ્ટ છે. ફ્રેની ! સોળ વર્ષ પહેલાં તું જેવી હતી તેના કરતાં હમણાં ખુબસુરત થઇ ગઈ છે હવે એક ચુંબન આપ તો ચાલ્યો જાઉં."

ગ્રેસ ગભરાઈ: "નહિ. નહિ. હવે ન સતાવો જાઓ—"

ટેબલ પર ડાંગ મૂકી બન્ને હાથ લાંબા કરી મેગ્સમેન ગ્રેસની પાસે ગયો ને બોલ્યો: "એકજ ચુબન !"

"નહિ. હું આપઘાત કરીશ" ભારી ગભરાટથી ગ્રેસ પરદા તરફ જોવા માગી.

"કંઇ દાળમાં કાળું છે." મેગ્સમેનને સંદેહ જવાથી તે બોલ્યો અને સીધો પરદા તરફ ગયો.

"સબુર, ત્યા ન જતા–" ગ્રેસે તેનો હાથ પકડી વીનવણી કરી.

"મને ગુસ્સો ચઢવાનો નથી. હુ ફકત તારા આશકને જોવા માગું છુ." કહી મેગ્સમેને પરદો હઠાવી દીધો. ગ્રેસે ચીસ પાડી. મેગ્સમેન પ્રિન્સને જોતાં પીછાની ગયો. પ્રિન્સના ગુસ્સાનો પાર ન્હોતો. મેગ્સમેન પોતાને ઓળખી ગયો છે તે જોઇ બે ચાર ડગલાં આગળ આવી તે હુકમ બજાવતો બોલ્યો: "અહિંથી તારૂં કાળું કર; નાહ તો તારા બુરા હાલ થશે."

પણ મેગ્સમેન—લંડનનો દાદો–પ્રિન્સથી ડરે એવો ન્હોતો.

"હું તમારી દાટીથી ડરૂં એવો માણસ નથી. લોકો તમને ધુર્ત, વ્યભિચારી અને ઐયાશી કહે છે તેનુ આજે મને પ્રત્યક્ષ પ્રમાણ મળ્યું–" કહી મેગ્સમેન હિમ્મતથી પ્રિન્સ તરફ ડોળા કાઢો ઉભો રહ્યો.

"જો સાંભળ! તારી વાત તદન જૂઠી છે. આ રમણી માટે મને ઘણું માન છે. મારી સામે હુ તેનુ અપમાન થવા દઇશ નહિ. સીધો સીધો રસ્તો માપ; નહિ તો જબરજસ્તીથી પૈસા કઢાવવાની તકસીર માટે હુ તને કોન્સ્ટેબલોને સ્વાધીન કરીશ.––"

"વાહ! તમે પણ ફાંકડી રમુજ કરી રહ્યા છો. તમને ખબર છે કે આ સ્ત્રીની સઘળી મીલકતમાં મારો હક છે."

"બસ, બસ!––" ગ્રેસ પાગલની પેઠે બોલી ઉઠી.

"સાંભળો પ્રિન્સ! આ સ્ત્રી મારી પરણેતર છે. પારકાની સ્ત્રી સાથે પ્રેમ કરવા માટે હું તમારા પર ફોજદારી આરોપ મૂકું છું–" મેગ્સમેનના આ શબ્દો સાંભળતાંજ મિસીસ ગ્રેસના હોંસકોસ ઉડી ગયા અને તે ખુરશી પર બેભાન જેવી થઇ પડી.

"નરાધમ! હું તને સુળીએ લટકાવીશ." પ્રિન્સ ક્રોધથી બળી જઇ બોલ્યો.

"એ પછીની વાત છે. હમણાં તો તમેજ મારા પંજામા છો. કાલે મારી સ્ત્રી મને પાંચસો ગીની આપવાની છે, તેની સાથે તમે પણ પાંચસો ગીની મોકલી આપજો સમજ્યા? કહી મેમ્સમેન ડંડો હાથમાં લઇ તે ઓરડો છોડી ગયો.

તે ગયા પછી થોડીવાર પછી બ્રેસ આંખો ખોલી ગદગદ સ્વરે બોલી ઓ મારા વ્હાલા પ્રિન્સ! હવે તમે મારે માટે શું ધારશો?

"જે પહેલા ધારતો હતો તેજ–" પ્રિન્સ તેના માથા પર હાથ મુકી બોલ્યો: તારો પરણ્યો પતિ પાછળથી નાપાક થઇ ગયો તેમાં તારો શો વાંક?"

બ્રેસ મદમાતી નજરે પ્રિન્સને જોઇ રહી. પ્રિન્સ પાગલ થયો અને તેણે બ્રેસને ગાઢ આલિંગન દીધું.

"કાલે એ બદમાસ પર મોકલવાને હું એક હજાર પાઉંડ મોકલી આપીશ." પ્રિન્સે બ્રેસને ધીરજ આપી. એજ પળે હેરીએટ અંદર આવી અને મિસ ઓફેલીઆના આગમનની પ્રિન્સને ખબર આપી.





"વ્હાલા જ્યોર્જ હું પણ નિરંતર તમારોજ ખ્યાલ
કરતી રહી છું."

(પા ૩૪.)

Joshi Art, Bombay, 1.




# પેશાબના ભયંકર છુપાં દરદો.

પરમા, (સુજાક, પ્રમેહ, પરમીઆ) નો

## ચમત્કારીક—ઈલાજ.

## રજીસ્ટર્ડ 'ગોનો કીલર.'

પેશાબમાં જતી રસી, થતી બળતરા. (જલન. આગ) પેશાબ ટીપુ ટીપું તથા અટકી અટકીને આવવો ગુપ્ત ભાગોમાં થતો દુખાવો તથા થએલા જખમ, ત્થા સુજ તેને લીધે થતુ દરદ અને પરમાના ઉત્પન્ન થએલ "ગોનો કોકસ" નામના જતુઓ, વગેરે સ્ત્રી તથા પુરૂષો બેઉના જુનાં તથા નવાં પેશાબને લગતાં જડ કરી બેઠેલાં તમામ દરદોનો નાશ કરી બગડેલી ધાતુને સુધારી વધુ કરે છે. ૫૦ ગોળીની બાટલીની કીંમત રૂ. ૩-૦-૦ વી. પી. ખર્ચ જુદું. ત્રણ બાટલી મગાવનારને વી. પી ખર્ચ માફ.

એકલા બનાવનારઃ—

ડો. ડી. એન. જસાણી,

૧૪૦, ગુલાલવાડી, મુંબઈ નં. ૪.

## પ્રકરણ ૩૭ મું.

### આશક માશુક.

મિસ ક્લેરંડન—હાર્લીની માશુક ઓકટેવીયા સીસીલ પ્રેસની દાસી હેરીયટની સાથે માળ પર જતાં જતાં મનમાં વિચાર કરવા લાગી કે "આ લોકો મને હાર્લીની રંખાત સમજે છે. તેમને ખબર નથી કે હું તેની ભાવી પત્ની છું" આ વિચારથી ભોળી યુવતીને અત્યંત દુઃખ થયું. શરમને લીધે તે હેરીયટને કંઇ કહી શકી નહિ જે ઓરડામાં તે હાર્લીને અગાઉ બે વાર મળી ગઇ હતી ત્યાં જતાંજ હેરીઅટ તેને ત્યાં મુકી ચાલી ગઇ. દાસી ગયા પછી ઓકટેવિયાની આંખમાં આંસુ ભરાઇ આવ્યા. તે જે ઓરડામાં બેઠી હતી તેની બાજુમાંજ શયનગૃહ હતું. ભાત ભાતના વિલાસની સામગ્રીઓ ત્યાં મૌજુદ હતી. ઓકટેવીયાના પ્રથમ પ્રેમનુ આ સ્મારકભવન હતું. ચોતરફ પ્રેમની નિશાનીઓ હતી પણ તેને તે જોઇ આજે આનંદ થયો નહિ. તે મી. હાર્લીને તેની પત્ની થઇને પ્રેમમાં રસબસ કરી નાખવા માગતી હતી. ચોરની પેઠે મળવાનુ તેને પસંદ ન્હોતું. લોકોની નજરમાં તે પોતાના ચારિત્ર્યને કલંક લગાડવા માગતી ન્હોતી. એ બિચારી ઘણીજ દિલગીર થઇ. આવી રીતે લગ્ન પહેલાં પોતાના પ્રિયતમને એકાંતમાં મળવાની ગોઠવણ કરવા માટે તે પસ્તાવા લાગી. પણ બીજેજ પળે પ્રિયતમ મિલનની આતુરતા બળવતી થતાં તેના હોઠ પર સ્મિત છવાયું. બીજ પળે બારણું ઉઘડયાં અને ઓકટેવીયા મી. હાર્લીના વિશાલ વક્ષસ્થલ પર જઈ પડી.

વ્હાલી ઓકટેવીયા ! તું મને કેવુ સ્વર્ગીય સુખ આપી રહી છે ? પ્રિયા ! જ્યારથી તુ જુદી પડી ત્યારથી તારી મોહિની મૂર્તિ મારા હૃદયમંદિરમાં વીસજી રહી હતી. તારા રૂપ માધુર્યના વિચાર કરતાં મારૂં દીલ આનંદથી નાચી રહેતું હતું. અને હવે તારો પ્રત્યક્ષ મેળાપ થતાં હું મદોન્મત્ત પ્રેમમાં પાગલ થઇ ગયો છું." મી. હાર્લીએ ઓકટેવીયાને અનેક ચુંબનો તથા આલિંગનોથી વધાવી લઇ કહ્યું.

પ્રિયતમની આવી મધુર વાણી સાંભળતાં કઇ રમણી ઉન્માદને વશ થતી નથી ? ઓકટેવીયાના સઘળા કોમળ આવેશો જાગ્રત થઇ ગયા.

"વ્હાલા જયોર્જ ! હું પણ નિરંતર તમારોજ ખ્યાલ કરતી રહી છું."

"વ્હાલી ! તારી લાવણ્યમયી પ્રતિમાનું સ્મરણ કરતાંજ મેં રાત દિવસ કાઢયા છે. જયારે તું મારી નજીક નથી હોતી ત્યારે મને લાગે છે કે મારી પાસેથી એક મધુર સંગીત લહરી ઉડી ગઇ છે અને તેનો ઝણકાર મારા કાનમાં ગુંજી રહયો છે." કહી પ્રિન્સે ઓકટે-વીયાને સોફા પર બેસાડી અને તેની હેટ ઉતારી બાજુએ મૂકી દીધી. ઓકટેવીયા કંઇ ન બોલી મંત્રમુગ્ધ નાગણની પેઠે તે ચુપ ચુપ બેસી રહી. તેની પ્રેમ ભરી વાત, મદભરી આંખો અને મધુર હાસ્યથી હાર્લાનું કામી હ્રદય બળી ઉઠયું.

"વ્હાલી !–" તે ઓકટેવીયાના ગાલને ગાલ અડાડી બોલ્યો: "તારો પત્ર મળતાં મને જે અપૂર્વ આનંદ થયો હતો તેનું હું વર્ણન કરી શકતો નથી."

"વ્હાલા ! તમારા આટલા બધા પ્રેમથી હું પાગલ થઇ ગઇ છું. તમે જાણ્યુ હશે કે મારા પિતાજી ઘેર આવી ગયા છે. હવે તમે તેમની સાથે જલદીથી પીછાન કરી મને સુખી બનાવોને ?"

"જયારે તમે નવા મકાનમાં જશો ત્યારે તારા પિતા પાસે હું તારા હાથની માગણી કરીશ. હવે તો તારા પિતા લોર્ડ માર્ચમોંટના વારસ થવાના છે ને !" પ્રિન્સે વાત ઉડાવી હજુ સુધી ઓકટેવીયા તેને "મી૦ હાર્લી"જ સમજતી હતી.

"જો ઓનરેબલ આર્થર ઇટન ન જીવે તો એમ થવાનો સંભવ છે. બિચારો ઇટન રોજ સૂકાતો જાય છે—"

"એને શુ થયું છે?"

"આજે સહવારે બાપા કહેતા હતા કે ઓનરેબલ આર્થર છટન થોડાક સમય પર કોઈ ધનવાન અમીરની ભત્રીજી પર મોહી પડયો હતો. પ્રથમ તો એ તેના પર પાગલ થઈ ગયો. પણ પછી અચાનક આર્થર એ પ્રેમ મુગ્ધ રમણીને તજી ગયો. શા માટે તે કઇ જાહેર થયુ નહિ. આમ થવાથી એ યુવતીના કાકા તેને ડર્બી શાયરથી લંડન લઇ આવ્યા. એ આવી ત્યારથી આર્થર ગંભીર માંદગીને બિછાને પડયો છે પિતાજી કહે છે કે આર્થરનો રોગ માનસિક નહિ પણ શારિરિક છે. એનુ શરીર દિનપ્રતિદિ ખવાતું જાય છે અને બચવાની આશા નથી." ઓકટેવીયાએ કહ્યું.

"હવે એ વાત જવા દે–" તેને એક ચુમી લઇ પ્રિન્સ બોલ્યો; "હું તને એક વાત પૂછતો પૂછતો ભૂલી જાઉં છું. જે રાતે તને મળવાનું સદ્‌ભાગ્ય મને મળ્યું હતું તે દિને તારા મકાનની સામે જે ગાડી તૂટી ગઇ હતી તેમાની બે સ્ત્રીઓ કોણ હતી?"

"કેમ મેં તમને કહ્યું હતુ ને કે એકે મિસીસ સ્મીથ અને બીજીએ મિસીસ મોરડોંટ નામ જણાવ્યુ હતું. અને એ નામો ખરાં છે એમ તમેજ સાક્ષી પુરી હતી, પોલીન અને મને શક હતો કે એ બે જણીએ પોતાનાં અસલ નામો છૂપાવ્યાં છે. અને હવે પિતાજી પણ એ વાતને ટેકો આપે છે."

"તારા બાપને પણ એ વાતની ખબર પડી ગઇ?"

"એમને કહ્યા વિના કેમ ચાલે? વળી એ ગુપ્ત ભેદ પિતાજીને કહેવાની મિસીસ સ્મીથે પણ મના કરી ન્હોતી—"

"કયો ગુપ્ત ભેદ!"

હવે ઓકટેવીયા ચોંકી.

"અરે પ્રભુ! હું સું બકી ગઈ?"

"વ્હાલી! એવું તે શું છે કે જે તું મને કહી શકતી નથી? ઓકટેવીયા! પ્રભુની સમક્ષ તું મારી પત્ની થઇ ચૂકી છો.

હવે મારાથી કોઈ પણ વાત છૂપાવવી યોગ્ય નથી." પ્રિન્સે ઓક્ટેવીયાને ભોળવવા માંડી.

"એ મારો ભેદ નથી. એ ભેદ ખુલ્લો થશે તો એ બિચારીની આબરૂ—"

"વ્હાલી! મારા પર વિશ્વાસ રાખ. હું કોઇને એ વાત જાણવા દઇશ નહિ."

"વ્હાલા! તમારા પર મને પૂરો વિશ્વાસ છે." કહી ઓક્ટેવીયાએ પોતાનો કોમળ હસ્ત પ્રિન્સના ગળામાં નાખ્યો.

"શું એ બીના જાહેર થતાં એ સ્રીની આબરૂને કલંક લાગે એમ છે?" પ્રિન્સે મધુર સ્વરે પૂછ્યું.

"હા. જો એના લગ્ન થયા ન હોય તો. જો એ અઢાર વર્ષની યુવતીનું નામ ખરેખર મિસીસ મોરડોંટજ હોય તો કંઇ વાંધો નથી. પણ તેના બાળકને—"

"બાળક?"

"હા. જ્યોર્જ! મિસીસ મોરડોંટને અમારા ઘરમાં છોકરો આવ્યો હતો."

"છોકરો થયો? તેજ રાતે?" પ્રિન્સના સ્વરમાં સ્પષ્ટ આવેગ આવવા લાગ્યો.

"હા."

"એ બાળકનું શું થયું?"

"અમારી બાજુમાં રહેતા ડોકટર થર્સટનને છોકરો સોંપી દેવામાં આવ્યો—"

"ત્યારે મારી—અરે! મિસીસ મોરડોંટની ડોકટર થર્સટને સારવાર કરી હતી?"

"હા. પણ તમે આવા ગભરાયલા કેમ લાગો છો? તમે મિસીસ મોરડોંટને પીછાનો છો. વ્હાલા! તમે તેને મળો તો આ વાત કહી તેને શરમાવતા ના—"

"હું એવો નીચ નથી. મિસીસ મોરડોંટને પ્રસવ થયો તેમાં કંઇ કલંક પણ નથી. એણે એના માતપિતાની મરજી વિરૂધ્ધ કોઇ સાથે ગુપચુપ લગ્ન કર્યાં હતા તેથી તેણે આ પ્રસવની વાત છૂપાવી હશે."

"એમ હોય તો એના મા બાપ ઘણાં નિષ્ઠુર હોવાં જોઇએ. વ્હાલા! આવી સુંદર કોમળ અને સ્નેહાળ છોકરી પર શી રીતે ગુસ્સો થઇ શકે?"

"પ્રિન્સ કંઇ ન બોલ્યો. થોડીવાર પછી તેણે કહ્યું:

"જો તું તેને કોઇ જગ્યાએ જુએ અને તેની સાથે કોઇ હોય તો કદિ તેના તરફ આંગળી ન કરતી—"

"વારૂં મને તમારા સિવાય બીજા કોઇ તરફ જોવાની ઇચ્છા જ થતી નથી. જયોર્જ! તમે ઉદાસ કેમ થઇ ગયા?"

"ઉદાસ?" પ્રિન્સ હસ્યો: "વ્હાલી! તારી સાથે હું હોઉં છું ત્યારે ઉદાસી ને ગમગીની મારી પાસેથી નાસી જાય છે. તું જશે પછી ગમગીની પાછી આવશે."

ઓકટેવીયા પ્રિન્સને વ્હાલથી ભેટી પડી: પ્રિયતમ! હું આજે અગીઆર વાગે ઘેર ચાલી જઇશ, અગીઆર વાગા પછી મને ન રોકશો; નહિ તો પિતાજીને જવાબ દેવો પડશે.

"મારી વ્હાલીને દુ:ખ થાય એવું કંઇજ હું કરવા માંગતો નથી." કહી પ્રિન્સે ઓકટેવીયાના વાળની સુંદર લટો સાથે રમત કરવા લાગ્યો.



# પ્રકરણ ૩૮ મું.

## મોટાના ઘરની મોટી પોલ.

પ્રિય વાંચનાર, તેં બદમાસ દલ્લાલ મિસીસ બ્રેસના છળ પ્રપંચો જોયા નિર્દોષ ઓકટેવીયા સાથે ઇંગ્લંડના પ્રિન્સે કરેલી શયતાની દગલબાજી જોઇ, પેલી નીચ ધાઇના ઘરમાં થતા ગર્ભપાતો અને મિસીસ બ્રેસની દુકાનમાં થતી અમીરી પિશાચ લીલાઓ જોઇ લાધી. હવે અમારી નવલકથાની રંગભૂમિ પર એક નવાજ પાત્રને અમે દાખલ કરીએ છીએ.

આ નવુ પાત્ર તે એલીનર—કાઉન્ટેસ ઓફ ડેસબરો! બર્કલી સ્કવેરમાં રાજમહેલને ટકકર મારે એવા આલીશાન મકાનમાં એ પોતાના અમીર સ્વામી સાથે રહેતી હતી. એક સુસજ્જિત ઓરડામાં સગડી પાસે સોફા નાખી તે આડી પડી હતી. તેની ઉમ્મર આશરે અઠ્ઠાવીશ વર્ષની હતી. ચામડીનો રંગ ગોરો હતો અને પૂરી તંદુરસ્તીને લીધે જાણે તેનું રકત બ્હાર ફુટી નીકળવા માગતું હોયની એમ લાગતું હતુ તેનામા અપૂર્વ લાવણ્ય હતું અને તે સાથે આરોગ્યસૂચક કોમલતા પણ હતી. તેનાં નેત્રો કાળા અને મોટા હતા. એની આંખોની પ્રતિભા પરથી તેનો સ્નેહાળ અને તેજસ્વી સ્વભાવ પ્રતીત થતો હતો. તેના વાળ કાળા અને રેશમ જેવા મુલાયમ હતા અને તે તેના પ્રશસ્ત કપાળની ઉપર બે ભાગમાં વહેંચાઇ ગયા હતા. વચમાં બારીક સેંથી શોભી રહી હતી. તેની ભમ્મર ધનુષ્યાકાર હતી અને બારીકાઇથી જોતાં તેના વદન પર પુરૂષોચીત ગૌરવ જણાતુ હતુ. તેના કાન નાના, અને મુલાયમ હતા. ગરદન લાબી, ઉરોજ ઉન્નત અને શરીર નાજુક અને ઘાટીલું હતું. જાણે વિધાતાએ ખાસ યંત્રમાં એને ઘડી હોયની એવો એને જોઇને ભાસ થતો હતો.

એણે અત્યારે અત્યંત ઢીલો ગાઉન પહેર્યો હતો અને તે પર એક બેશ કીમતી શાલ ઓઢી હતી. તેના નાજુક પગમાં સુંદર સાટીનની સ્લીપરો નજરે પડતી હતી.

આ એલીનર–આ રૂપરૂપની સ્વામિનિ અર્લ ઓફ ડેસબરોની પત્ની હતી. તેના સ્વામીની ઉમ્મર ચાલીશેક વર્ષની હતી. એલીનર અર્લને સ્વેચ્છાથી વરી ન્હોતી પણ તેના માબાપે લક્ષ્મીની લાલચથી એલીનરનું શરીર અર્લને વેચી દીધુ હતું. હર્ટફર્ડ શાયર અને ડર્બીશાયરમાં અર્લની મોટી જમીનદારી હતી. બન્ને જગ્યાએ તેનાં રાજમહેલ જેવા મહેલો હતા. લંડનમાં બર્કલીસ્કવેરમાં તેનું એક અમીરી ભવન હતું અને તે શિવાય લંડનના અનેક મહોલ્લાઓના મકાનોનો તે માલીક હતો. આવા માણસને ત્યાં કન્યા નાખવાને માતપિતાઓ લલચાય એમાં કંઇ નવાઇ છે ? અજાયબીની બીના એ હતી કે અર્લ મોટી ઉમ્મર સુધી કુંવારો રહ્યો. આ વારતા શરૂ થવા તેની પૂર્વે છ વર્ષ પર એલીનર ઇગ્લંડની રાજકુમારી સોફીયા સાથે રહેતી હતી. એ વખતે તેની ઉમર ૨૨ વર્ષની હતી. અર્લનું દીલ એ સમયે તેના પર ચોંટી ગયું. એલીનરે હજુ સુધી કોઇને દીલ દીધુ ન્હોતું તેથી તે અર્લની માગણીનો વિચાર કરવા લાગી. તેના દીલે સાફ ના પાડી પણ તેના સ્વાર્થી માબાપે જબરજસ્તીથી એલીનરને અર્લ ઓફ ડેસબરો સાથે પરણાવી દીધી અને મિસ એલીનર સેફનર કાઉન્ટેસ ઓફ ડેસબરો બની ગઇ છ વર્ષ વીતી ગયા પણ હજુ કાઉન્ટેસે પુત્ર યા પુત્રીનું મ્હો જોયું ન્હોતુ દુનિયા આ અમીરી જોડાને અત્યંત ભાગ્યશાળી માનતી હતી. પણ ખરી વાત જુદીજ હતી. એલીનર જેવી દુઃખી સ્ત્રી તે વખતે ઇગ્લંડમાં ભાગ્યેજ બીજી કોઇ હશે ! એ પરણી હતી પણ એના પતિ સાથે એક રાત પણ શયનગૃહમાં રહી ન્હોતી. અર્લના નોકરો પોતપોતાના મિત્રોને કોઇ કોઇવાર કહી દેતા કે લગ્ન થયા પછી અર્લ અને એલીનર કદિપણ એક ઓરડામાં સુતાં નથી !

અર્લે પોતાની એક અનાથ ભત્રીજીને બાળપણથી પાળી પોષી મોટી કરી હતી. તેનું નામ ફરનાન્ડા એમર હતું. હમણાં તેની ઉમ્મર અઢારેક વર્ષની હતી. હાલમાં તે પોતાના કાકા કાકી સાથે બર્કલી સ્કવેરમાં ન્હોતી. તેમ હર્ટફર્ડશાયર કે ડર્બીશાયરમાં પણ ન્હોતી. તે કોઇ જુદીજ જગ્યાએ ગઇ હતી. લોકોમાં એવી અફવા

ચાલતી હતી કે તે કોઇના પ્રેમમાં પડી હતી પણ તેનો પ્રેમી તેને તજી જવાથી તેની મનોદશા વિરક્ત થઇ જવાને લીધે તે પોતાના કાકા સાથે ઇટાલી હવાફેર કરવા ગઇ હતી. ફરનાન્ડાનો સ્વભાવ અત્યંત ઝેરીલો અને ક્રૂર હતો. એ ચાહતી તો ચાહ માટે પ્રાણ આપી દેતી–ધિક્કારતી તો સામા માણસનો જીવ લેવા તૈયાર થતી એ જેટલી સુંદર હતી તેટલીજ આવેગવાળી અને હઠીલી હતી. વાંચનાર, તેં એ હઠીલી રમણીને મિસીસ લીડલીના ભયંકર પ્રસુતી ગૃહમાં જોઇ છે? જોઇ તો હશે. પણ હવે થોડા સમયમાં તું એ ભેદી રમણીના પરાક્રમોથી પરિચિત થઇ જશે.

હાલમાં આપણે એલીનરની જ ખબર લઇએ. બપોરે બે વાગ્યા હતા. આળસને લીધે એ ઉમરાવ પત્ની સોફા પર આડી પડી હતી. બાજુમાં એક મનનીય પુસ્તક પડયું હતું. અત્યાર સુધી તે ઉંઘી રહી હતી. ગઇ રાતે તે પોતાના સ્વામી સાથે હર્ટફર્ડશાયરથી આવી હતી તેથી મુસાફરીના થાકને લીધે તે જરા સુસ્ત થઇ ગઇ હતી. એ પડીજ રહી. આ સમયે અમીર ઉમરાવોને ત્યાં ઘણા સ્ત્રી પુરૂષોની જાવ-આવ થવા લાગે છે પણ એલીનરને વસ્ત્રો બદલવાની કે શૃંગાર સજવાની ફુરસદજ ન્હોતી તે આળસમાં ને આળસમાં પડીજ રહી.

જોત જોતામાં વખત વહી ગયો. ઘડીયાળમાં છ નાં ટકોરા થયા અને અર્લ દ્વાર ખોલી એલીનર બેઠી હતી તે દિવાનખાનામાં દાખલ થયો. અર્લ કાંતિવાન, સ્નેહાળ અને સંસ્કારી હતો. એની પાસેથી કોઇ યાચક કદિ ખાલી હાથે ન જતો. એના ખેડૂતો એને પોતાના બાપ જેવો માનતા. એલીનરના પ્રેમને એ સમ્પૂર્ણ યોગ્ય હતો. ત્યારે એલીનર એને ચાહતી કેમ ન્હોતી? આ પ્રશ્નજ ભારી ભયંકર છે. એલીનરનો ચહેરો તેને જોતાંજ ફીકો પડી ગયો.

"એલીનર!" જરા ધ્રુજતા અવાજે અર્લ બોલ્યોઃ "હું રજા વિના અંદર આવી પહોંચ્યો તે માટે ક્ષમા કરજે. તને એકલી જોવાથી હું અત્રે આવવાની લાલસા દાબી ન શક્યો."

'સ્વામી! તમને ગમે ત્યારે, રજા માગ્યા વિના મારી પાસે આવવાનો હક્ક નથી?" એલીનરના સ્વરમાં ઉદાસીનતા આવી. તેણે "હક્ક" શબ્દ પર ભર મુકયો. પણ તેથી અર્લની છાતી વીંધાઇ ગઇ.

"હક્ક? આવી વ્યંગમય વાતો શા માટે કરે છે એલીનર! હું જાણું છું કે મેં મહા મુર્ખ જેવું પગલું ભરી તારી જીંદગી બરબાદ કરી છે-તારૂં લગ્ન એક અચેત મુરદા સાથે થયું છે તે હું સમજુ છું. શું એ માટે મારા આત્માને દુઃખ નહિ થતું હોય? મારા જીગરનો ડંખ એ મારી મૂર્ખાઇનું જેવું તેવું કડવુ ફળ છે?" અર્લ દર્દભર્યા અવાજે બોલ્યો.

એલીનર આ સાંભળી કંપી ગઇ. તેનુ મ્હો ઉતરી ગયું. તે જેમ તેમ શાંત થઇ બોલી: "તમે આ શું બોલો છો' આવી વાત તમને શોભતી નથી. ફ્રાન્સીસ! ઉભા કેમ રહ્યા છો? બેસો—"

"ઓ પ્રભુ!" અર્લ મનમા બબડયો ને એલીનરની પાસે જઇ બેઠો: "એલીનર! આજે તે મારાપર જેવી કૃપા કરી તેવીજ કૃપા અખંડ રહે તે માટે હું શું કરૂં?" તે આ રમણીને પૂજતો હતો-તેને માટે પાગલ થઇ ગયો હતો. તેના પ્રેમનો આભાસ માત્ર મળતાંજ એ હીનભાગી અમીરનું હ્રદય ગદ્દગદ્ થઇ ગયું.

"ઇશ્વર મને બળ આપે ને હુ મારૂં મન વશ કરી શકું" અત્યંત સ્નેહાળ નજરે અર્લ તરફ જોઇ એલીનર બોલી; "સ્વામી! તમે ભલા અને આદર્શ પુરૂપ છો. મારે તમને પૂજવા જોઇએ પણ હું પાપીણી નીચ, અકૃતજ્ઞ છુ, ફ્રાન્સીસ! હું જાણું છું કે હું ઘણીજ બેકદર અને અકૃતજ્ઞ છું." એલીનર અધીર થઈ ગઇ તેની કર્તવ્ય બુધ્ધિ જાગ્રત થતો ઉચ્ચ ભુમિકાપર જતાં તેનુ દીલ વ્યાકુળ થઇ ગયું. અંતે તે બોલી: "તમે મારા આનંદ માટે લાખો ચીજોના ઢગ ખડકી દીધા છે, મારા કહ્યા વિનાજ મારી સર્વ ઇચ્છાઓ અગાઉથી ચેતી જઇ તમે તૃપ્ત કરી છે; તમારી દૌલતથી મારા આત્મીય સ્વજનો શ્રીમંત થઇ ગયાં છે; પણ હું તમારાથી દૂરની દૂર રહી છું. હું તમારી સાથે અત્યંત ક્રૂર વર્તન ચલાવી રહી છુ

પણ વ્હાલા ફ્રાન્સીસ! મારા બધા અનુચિત આચરણો તમે શાંતિથી સહી લીધાં છે." એલીનરની છાતી ભરાઇ આવી તેને ડુમો આવ્યો. તે પોતાના પતિના ચરણપર પડી અને રોતી રોતી પુનઃ બોલીઃ 'વ્હાલા! મારા બધા ગુન્હા માફ કરો–મને માફ કરો—તમે જેવા ભલા મહાત્મા છો તેજ પ્રમાણે હું તમારી વફાદાર દાસી થવાની હવેથી કોશેષ કરીશ."

એલીનરને પગે પડેલી જોઇ અર્લ એકદમ ઉભો થઇ ગયો. તે હતબુધ્ધ થઇ ગયો. શું કરવું તે તેને સુઝયું નહિ કેટલીક વાર તે રડતી એલીનરની વિચિત્ર મનોમુગ્ધકર સુંદરતા જોતો ચૂપચૂપ ઉભો રહ્યો. અંતે તેણે તેનો હાથ પકડી તેને સોફાપર બેસાડી પણ તેને ચુંબન લીધું નહિ તેમ આલિંગન લેવાની હિમ્મત પણ તે ન કરી શકયો.

"ફ્રાન્સીસ! તમે મને માફ કરશો?" એલીનર કંપિત સ્વરે બોલી.

"એલીનર! માફી તો મારે માગવાની છે."

"નહિ ફ્રાન્સીસ! મારે માફી માગવી યોગ્ય છે. મેં તમારી સાથે અનુચિત વહેવાર કર્યો છે. પણ હું તમારી ઉદારતા તથા સજ્જનતા સમજતી નથી એમ નથી. હું તમારા ગુણોની પ્રશંસક છુ. પરમાત્મા જાણે છે કે મેં કેટલીય વાર મારા મનને અનેક તર્કવિતર્કથી સમજાવી લેવાની કોશેષ કરી હતો પણ મારૂં મૂઢ મન કોણ જાણે કેમ સમજતુંજ ન્હોતુ. મારૂં મન કેમ શાંત થતું નથી તે માટે મને આશ્ચર્ય થાય છે. કોઇ કોઇ વાર મને મારી જાત પર ભારી ગુસ્સો ઉપજે છે. કદાચ તમે એમજ માનશો કે મેં અગાઉ થોડા સમયને માટે મનોવ્યથા ખમી લીધી હતી અને પાછી જેવી ને તેવી થઇ ગઇ હતી તેમ અત્યારે પણ હું તમને છેતરવાની કોશેષ કરતી હોઇશ. તમે મને અસ્થિર અને જૂઠી માનતા હશો ફ્રાન્સીસ! પણ તેમાં તમારો દોષ નથી. હુંજ પાપીણી..." કહી કાઉન્ટેસે બુન્ને હાથેએ પોતાનું મ્હો ઢાંકી દીધું અને તે સાથેજ એની ચંપાની કલીઓ સમી આંગળીઓની વચમાંથી મોતી જેવા આંસુઓ

ા લાગ્યા. ક્ષણભર દિવાનખાનામાં મૌન છવાઇ રહ્યું. બીજી
કાઉન્ટેસે એક દીર્ઘ નિશ્વાસ સાંભળ્યો. એલીનરે ચોંકીને
તો અર્લ ટેબલ પર બન્ને હાથોની કોણી મૂકી, મ્હો પર
નાખી જેમ તેમ રૂદન ખાળવાની પેરવી કરી રહયો હતો
તેનો પ્રયાસ સફળ થયો નહિ. હૃદયની દારૂણ વ્યથાને લીધે તે
ક પેઠે છૂટે મ્હોડે રોવા લાગ્યો.

એલીનરનું ઉદાર હૃદય હવે નિર્દય થઇ શક્યું નહિ તે તરત
થઇ અર્લ પાસે ગઇ અને અર્લના હાથો ચુમી લઈ બોલી:
રીસ! મને માફ કરો. હું તમારા દુઃખનુ કારણુ થઇ પડી છું."

"પ્રાણપ્યારી! તારી દયાથી મારૂં હૃદય આજે હર્ષઘેલું બની
છે." કાઉન્ટેસને છાતીએ લગાવી અર્લ બોલ્યો. તે ખુરશીપર
ગયો. એલીનરે એક હાથ તેના ગળામાં નાખ્યો અને બીજા
અર્લનો હાથ પકડી તેપર ચુમી લેતી લેતી તે અર્લનુ મનોહર
જોવા લાગી.

એલીનર! હવે કદિ પણ મારી ક્ષમા ન માગતી કેમકે હું
અપરાધી છું. જે પ્રેમની પ્રચંડ આંધીના જોસથી, મેં
પણ વિચાર કર્યા વિના સ્વાર્થીની પેઠે તારી સાથે લગ્ન કરી
તને દુઃખીઆરી કરી મૂકી છે એ પ્રેમનો તને ખ્યાલ આવે
નથી. જે મંગળ પળે તું પહેલ વહેલી મારી નજરે પડી
તે હુ કદિ પણ ભૂલી શકાશ નહિ. હું તને જોતાં એકદમ
થઇ ગયો હતો—તારૂ મોહક હાસ્ય જોઇ મારૂં આખું
ર પ્રમત્ત થઇ ગયું હતું—અંતરાત્મા પ્રેમ- સલિલમાં નિમગ્ન
ગયો હતો. તને જોઇ ઘેર આવ્યો ત્યારેજ મને ભાન
યુ અને મને લાગ્યું કે તુ મારી નહિ થાય. ફક્ત તારી
ની મૂર્તિજ મારા હૃદયમાં બિરાજમાન રહેશે અને મારા બધા
ભર્યા વિચારોને મધુર બનાવી દેશે. બીજીવાર તારે ને મારે
ન થઇ. મસ્ત કવિઓ જેને સ્વર્ગિય પ્રેમ કહે છે એવા પ્રેમનો
અનુભવ થયો. જાણે દિવ્ય સુધામય રસનો મારા અંગ

પ્રત્યંગમાં સંચાર થવાથી હું મસ્ત થઇ ગયો અને તારી બાજુમાં બેસી મંત્રમુગ્ધની પેઠે એ નવીન દિવ્ય રસનું હું પાન કરવા લાગ્યો. તું કંઇ બોલી. હું સમજ્યો કે મારાં કાનોમાં અમૃતના ટીપાં પડયાં તારા શબ્દો મધુર સંગીતની પેઠે મારા કાનમાં ગુંજવા લાગ્યા, પછી એક ગ્રહસ્થ તને "ડાન્સ" માં લઇ ગયો ત્યારે મને ભાસ થયો કે અત્યાર સુધી એક દિવ્ય તેજસ્વી કિરણ મારી બાજુમાં ચમકતું હતુ તે ઉડી ગયું. હું ઘેર ચાલ્યો ગયો અને આખી રાત તારા સ્મરણમાંજ વીતાવી દીધી. એ રાતે મને પાગલની પેઠે ફરીથી વિચાર આવ્યા કે વિશુધ્ધ સ્વર્ગિય પ્રેમ શારરિક વાસનાથી પર છે-એ પ્રેમ આધ્યાત્મિક સંસ્કાર છે-ઇદ્રિય તૃપ્તિ નથી. લાલસાના અભાવથી પ્રેમની સત્તા ઓછી થતી નથો. એજ વખતે મને વિચાર આવ્યા કે જો હું તારી સાથે લગ્ન કરૂ, તને હરેક રીતે સુખી કરવાનો પ્રયત્ન કરૂં, તારી દરેક આભલાષા તૃપ્ત કરૂ, તને હૃદયની અધિષ્ઠાત્રી સમજી પૂજ્યા કરૂં, તનેજ મારૂં જીવન સર્વસ્વ માની લઉં તો કદાચ કોઇ દિવસ તું મારી મનોદશા સમજી, મને મિત્ર ન સમજે તો મારા તરફ દયા તો બતાવશેજ એવી મને આશા હતી. મેં તારા પ્રેમ પાત્ર થવાની આશા ન્હોતી રાખી પણ તારી અમીભરી નજરનો હું ભૂખ્યો થયો હતો."

અર્લની વાતે એલીનરનું હૃદય પીગળાવી નાખ્યુ. હૃદય ખોલી અર્લ જેમ જેમ પોતાનો મનોભાવ વ્યકત કરતો ગયો તેમ તેમ એલીનર નમ્ર થતી ગઇ. અંતે તેને અર્લની નિષ્કામ ભાવના જોતાં લાગ્યું કે આ મહાપુરૂષની ઉચ્ચતા આગળ તેની સુંદરતા કોડી કામની નથી. તેને શરમ આવી અને નીચુ મ્હો કરી તે બોલી: "ફ્રાન્સીસ ! આટલે દિવસે આજે મારો ગર્વ ગળી ગયો છે. મને અત્યંત લજ્જા ઉપજે છે. મારા હૃદય પર તમારી વાતની શી અસર થઇ છે તે તમને હુ શી રીતે સમજાવું ? તમે મારી આંખો પરના પડળ ખોલી નાખ્યા. મારૂં મન કેટલું સ્વાર્થી વિષયી અને લાલસામય છે તે તમે આજે મને બરાબર સમજાવી દીધું. પણ તેથી મને દગાબાજ ન સમજશો. હું હઠીલી છું એ વાત ખરી;

આવેશભરી પણ છું કોઇ કોઇ વાર સંસાર વાસનાની તૃપ્તી માટે મારૂં હૃદય પાગલ થઈ જાય છે; તે વખતે કશાયનો વિચાર કર્યા વિના અંધારામાં ભુસકો મારવાને મારૂં મન પ્રમત્ત બની જાય છે; પણ હું કસમ ખાઇને કહું છું કે મારૂં શરીર હજુ તદ્દન પવિત્ર છે. જે પવિત્ર મનથી હું તમારી પત્નિ થઇ હતી તે મંત્ર ઉચ્ચારીને હુ કહું છું કે હું પવિત્ર છું."

"એલીનર! તારા સતીત્વ પર મને કદિ અવિશ્વાસ આવ્યોજ નથી. વ્હાલી! જ્યારે હુ વિચાર કરૂં છું કે મેં ફકત સ્વાર્થને વશ થઇ તારા જેવી અપૂર્વ સુગંધમય ગુલાબની કલિને છુંદી નાખી છે ત્યારે મારા દુઃખનો પાર રહેતો નથી. વ્હાલી! તારા ચારિત્ર્ય પર મને વિશ્વાસ છે. પણ ભવિષ્યમાં તારી વૃત્તિ ચંચળ થાય, તું તારી આસપાસ અનેક સ્રીઓને બચ્ચાંઓ સાથે આનંદપૂર્વક ખેલતી જોઇ આસ્થર થઇ જાય ત્યારે મને ધિક્કારતી ના. પણ એટલો ખ્યાલ કરજે કે આ અભાગી પણ અત્યંત દુઃખી છે."

"ફ્રાન્સીસ!—" ધીમો કંપિત સ્વર આવ્યો: "આજે મારા મનમાં વિચિત્ર પરિવર્તન થયું છે એ તમે માની શકશો? આજથી હું તમારી દાસી થઇ રહીશ. તમારી સાથે પત્ની પ્રમાણે વર્તીશ મને શરીર સુખની–કામવાસનાની દરકાર નથી. આજે તમારો ઉન્નત સ્વભાવ હું સમજુ શકી છું તે રીતે અગાઉ કદિ સમજી ન્હોતી. શોક ન કરો. સ્વામી! હુ તમારીજ થઈ રહીશ—"

"એલીનર! હું તારી જીવનભર પૂજા કરીશ. મને પિતા, મિત્ર, યા સગાભાઇ પેઠે પ્યાર કરજે અને હું તને મારી આરાધ્ય દેવી સમજી પૂજયા કરીશ–" કહી અર્લે એલીનરને પોતાની પાસે ખેંચી તેના ગાલો ચુમી લીધા. આ ચુંબન ભાઇ બ્હેનના ચુબન જેવું શુધ્ધ હતું. તેમાં પ્રેમોન્મત્ત પ્રેમીની મસ્તી ન્હોતા. છતાં એલીનર શાંત રહી શકી નહિ. તે અર્લના ગળામાં હાથ નાખી તેની છાતીએ વળગી પડી. તેણે અર્લને એવા જોસથી આલિંગન દીધુ કે જાણે તે પળે તે પાગલ થઇ ગઇ હોયની!

અર્લે વ્હાલથી, ધીમે રહીને તેને અલગ કરી એક ઉંડો નીસાસો નાખ્યો અને એલીનર શરમાઇને સોફા પર બેસી ગઇ.

બન્ને થોડીવાર ચુપચુપ બેસી રહ્યા પછી અર્લે વાત ઉપાડીઃ

"આજે હું આપણી ભત્રિજી વિષે તને કંઇ કહેવા આવ્યો હતો–"

"શું ? કંઇ ખરાબ વાત તો નથી ને ?" એલીનર તરત બોલી ઉઠી.

"નહિ. હવે એનો આટલો ખ્યાલ ન કર–"

"તમે એને પુત્રી જેવી ગણો છો અને હું આવી છું ત્યારથી હું પણ એને મારી દીકરીજ માની રહી છું"

"જો એ તારી શીખામણ પ્રમાણે ચાલત તો એને માથે કાળું કલંક ન લાગત. આહ ! જ્યારે મને એનો વિચાર આવે છે–એને મેં કેવા નીચ સ્થાનમાં મોકલી છે તેનો વિચાર આવે છે ત્યારે મને કંઇનું કંઇ થઇ જાય છે."

"જે થવાનું તે થઇ ગયુ. હવે તમને શી ખબર મળી છે તે તો કહો.

"આજે સ્હવારે મને ઓનરેબલ આર્થર ઇટનનો પત્ર મળ્યો છે તે પરથી જણાય છે કે કાલે રાતે તે તેના બાપ સાથે લંડનમાં આવ્યો છે. અને આજે ત્રીજે પહોરે મને મળવા આવનાર છે..." અર્લની નજર ઘડીઆળ પર ગઇ. તે બોલ્યોઃ અરધા કલાકમાં તે આવી પુગશે."

"એ વિશ્વાસઘાતી હવે શા માટે અહિં આવવા માગે છે કે ? એલીનર વિસ્મીત થઇ બોલી.

"એના પત્ર પરથી લાગે છે કે એને કોઇ બુરો રોગ થયો છે નેં બચવાની આશા છે. મોત નજીક આવેલું જોઇ, એ ફરનાન્ડા

સાથે લગ્ન કરી તેને ન્યાય આપવા માગતો હોય એમ લાગે છે." અર્લે જવાબ આપ્યો.

"ફરનાન્ડાનો સ્વભાવ જોતાં એ વાત શકય લાગતી નથી. એક વાર એ આર્થર માટે જાન દેવા તૈયાર હતી—હવે એ પોતાના વિશ્વાસઘાતી આશકનો જાન લેવાને તત્પર બની છે."

"તું ફરનાન્ડાને સમજાવી શાંત કરી દે. જો બને તો આજે છૂપી રીતે તેને મળી આવ–"

"હું જરૂર જઇશ. ઇટન બે ચાર મિનિટમાં આવી પુગશે. હું કપડા બદલી આવું."

એલીનર ગઇ અને પંદર મિનિટમાં વસ્ત્રો બદલી પાછી ફરી. સાદાં વસ્ત્રોમાં તે સુંદર દેખાતી હતી. હવે મખમલી ગાઉન પહેરી આવી એટલે પૂછવુજ શું? અત્યારે તેના વાળની તે ચોટી તેના ખભા પર લટકી રહી હતી. ગરદનમાં મોતીનો હર શોભી રહયો હતો. એની તીરછી નજર, પીન પયોધર, પતલી કમર, મંદ ચાલ અને તેજસ્વી વદન જોતાં જોનાર પાગલ થઇ જાય એમાં નવાઇ ન્હોતી.

તે આવી કે તરત નોકરે ઓનરેબલ આર્થર ઇટનના આગમનની ખબર આપી.

આર્થર લોર્ડ માર્ચમોંટનો એકનો એક છોકરો હતો. તેની ઉમ્મર ૨૩ વર્ષની હતી. તેનું કદ ઉંચું હતું પણ હવે તે સૂકાઇને સોટા જેવો થઇ ગયો હતો. તેની એકે એક હાડકી પાંસળી દેખાઇ આવતી હતી. તેના વાળ કાળા અને ઘુંઘરાળા હતા. આંખોમાં વિકારની મોહક છટા હતી તેના ગાલ સૂકા, ઓઠ પાતળા અને દેહ દુબળી હતી. જુવાનીનો આરંભ હોવા છતાં તે બુઢો લાગતો હતો. તેની કમ્મર ભાગી ગઇ ન્હોતી, કપાળ પર કરચલી પડી ન્હોતી, હજુ એક વાળ સફેદ થયો ન્હોતો, દાંતની બત્રીસી સલામત હતી છતાં તેનું શરીર ખવાઇ

ગયું હતું અને તે મોતના જડબામાં ચવાઈ જતો હોય તેમ સ્પષ્ટ જણાતું હતું.

તેણે અર્લની ભત્રીજી ફરનાન્ડાને પોતાના મોહમાં ફસાવી તે કુંવારી કન્યાને માથે કલંક ચોટાડી તજી દીધી હતી. એ ફરનાન્ડા અત્યારે મિસીસ લીંડલીના છૂપા પ્રસુતીગૃહમાં પોતાના કુંવારા પાપનું પ્રાયશ્ચિત કરતી હતી. અર્લ અને કાઉન્ટેસ આર્થરના વર્તનથી ગુસ્સે થયા હતા પણ આર્થરની હાલની હાડપિંજર જેવી દશા જોઈ બન્નેને દયા આવી. ઉભયે ગુપચુપ તેનું સ્વાગત કર્યું અને પોતાનો તિરસ્કાર વ્યક્ત થવા દીધો નહિ.

"તમે બન્ને મને મળ્યાં તે માટે તમારો હુ જેટલો આભાર માનું તેટલો થોડો છે—" હાંફતો હાંફતો આર્થર બોલ્યો. મારી દુ:ખી ફરનાન્ડાની હાલત કેવી છે ?"

"મા૦ ઇટન ! તમ આવ્યા છો તો હું દુ:ખી દીલે તમને કહું છું કે લગભગ વીસ દિવસથી ફરનાન્ડા એક ગુપ્ત સ્થાનમાં રહે છે. ત્રણ દિવસ પર તેણે એક મૃત બાળકને જન્મ આપ્યો હતો. એના કલંકની જીવતી સાબીતી હવે રહી નથી—"

"હું એ માટે હાલમાં દિલગીરી બતાવીશ તો તે મશ્કરી રૂપ ગણાશે અને હુ મહા નીચ મનાઇશ. પણ મારી આ હાલતમાં હુ મેં કરેલા અન્યાયનો બની શકતો બદલો ચૂકવવાને હું તૈયાર છું." આર્થર બોલ્યો.

"એ તમારી સાથે લગ્ન કરવા તૈયાર થાય એ વાત મુશ્કેલ લાગે છે—" એલીનરે જવાબ આપ્યો: "એ તમને તનમનથી ચાહતી હતી–હવે તેનામાં તમારે માટે પ્રેમનું એક બુંદ પણ રહ્યું નથી."

"હા હવે તે મને તેટલાજ જોસથી ધિક્કારે છે. તમારી વાત હું સમજી શકું છું કેમકે ફરનાન્ડાનો સ્વભાવ હું સારી પેઠે જાણુ છું." આર્થર બોલ્યો: "એનો પ્રેમ જેવો પ્રબલ હતો તેવોજ એનો ધિક્કાર પ્રચંડ હશે. મેં એની સાથે અન્યાય કર્યો છે. પરમાત્મા

જાણે છે કે મારો પ્રેમ પણ કંઇ ઓછો ન્હોતો. મારા દીલમાં કપટ ન્હોતું. મેં એને તજી દેવા માટે ચાહી ન્હોતી. કોઇ કાળ ચોઘડીએ અમે બન્ને ભાન ભૂલી ગયાં અને લગ્ન પહેલાં સંસારી થઇ બેઠાં તેનું આ પરિણામ છે. પણ મને એટલીજ બીનાનું દુઃખ થતું નથી. એનો મીજાજ ખૂબ તેજ છે—એનું હૃદય અસંત કઠોર છે, એ કોઇની સત્તા માનતી નથી. એની બુધ્ધિ કદિ સ્થીર રહેતી નથી. એ હઠીલી છે. એ કહે તેમ થાય તોજ એ રાજી રહે એવો એનો સ્વભાવ છે.. ” તે જરા થોભ્યો થોડીવાર દમ લઇ તે બોલવા લાગ્યોઃ “મારે ખુલ્લા દીલથી તમને કહી દેવું જોઇએ કે જો હું સારો હોત—મારી તબીયત પહેલાના જેવીજ તંદુરસ્ત હોત તો હું કદિ એની સાથે લગ્ન કરવા તૈયાર થાત નહિ. જેમ જેમ અમારી પીછાન ગાઢ થતી ગઇ તેમ તેમ અમને લાગ્યું હતું કે અમારા સ્વભાવમાં આસમાન જમીનનો તફાવત છે. અમે એક બીજા માટે સરજાયાંજ નથી. પણ હું મોતને કિનારે આવી પહોંચ્યો છું. મારી સાથે લગ્ન કર્યા પછી એ તરતજ વિધવા થઇ જશે અને પછી ગમે તેની સાથે લગ્ન કરી શકશે. મેં જે એક અન્યાય કર્યો છે તેના અલ્પ બદલારૂપે એની સાથે લગ્ન કરવાથી જો એની જીંદગી સુધરતી હોય તો હું તૈયાર છું.”

“મી૰ ઇટન ! જે થઇ ગયું તે માટે વધુ ચર્ચા કરી અમે તમને ઠપકો આપવા માગતા નથી. તમે જે ઉદાર માગણી કરો છો તે પૂરી કરવા માટે હું અને કાઉન્ટેસ અંતઃકરણ પૂર્વક કોશેષ કરીશું.”

“મારા લોર્ડ ! જો તમને કંઇ વાંધો ન હોય તો હુ ફરનાન્ડાને એકવાર મળવા માગું છું. સંભવ છે કે મારી આવી દારૂણ દશા જોઇ તેને દયા આવશે. હું તેને કહીશ કે જો, ફરનાન્ડા તારા આર્થરની આવી હાલત થઇ છે. મરતી વખતે તે તારી સાથે લગ્ન કરવાની ભીખ માગે છે. શું એક સ્ત્રી મરતા માણસની એટલી વિનતી મંજુર નહિ કરે ?”

“સંભવિત છે—” અર્લ બોલ્યો. કાઉન્ટેસે આ વખતે અર્લ તરફ એક મર્મભરી નજર ફેંકી. અને તે અર્લનો મનોભાવ સમજી ગઇ.

"મી૦ ઇટન !—" એલીનર બોલી· "આજે રાતે આઠ વાગે તમે મારી સાથે ફરનાન્ડા પાસે આવજો. આપણે છૂપી રીતે જવાનું છે તેથી તમે મારી ગાડીમાં આવો યા હું તમારી ગાડીમાં આવું તે ઇચ્છવા જોગ નથી. નોકર ચાકરોનો પણ આ રહસ્યની ખબર પડવી ન જોઇએ. આથી આજે સાત વાગે હું અર્લ સાથે સેંટ જેમ્સ પેલેસમાં જઇશ. આઠ વાગે તમને હું પોલમેલમાં મળીશ. તમે એક ભાડાની ગાડી તૈયાર રાખજો. આપણે તેમાં બેસી ફરનાન્ડાને મળવા જઇશું."

"ઠીક, તમારા હુકમ પ્રમાણેજ કરીશ." કહી આર્થરે વિદાય લીધી.



## પ્રકરણ ૩૯ મું.

## પ્રિન્સનો નવો શિકાર.

લોર્ડ માર્ચમોંટનો રોગી પુત્ર આર્થર ઇટન અર્લ ઓફ ડેસબરો તથા તેની પત્ની એલીનરને મળીને ચાલ્યો ગયા પછી અરધો કલાક વહી ગયો. અર્લ પણ કંઇ કામસર બ્હાર ચાલ્યો ગયો. એલીનર–ડેસબરોની ખુબસુરત કાઉન્ટેસ એકલી બેઠી બેઠી અર્લ સાથે થયલી વાતચીતનો વિચાર કરી રહી હતી. અર્લે પવિત્ર આવેગથી, પ્રમત્ત દીલથી પોતાનો ગાઢ પ્રેમ વ્યક્ત કર્યો હતો. તે એલીનરને માટે પ્રાણ ન્યોછાવર કરવા તૈયાર હતો. તેનો સ્વભાવ ઉદાર, સ્નેહાળ અને સ્વર્ગીય હતો. એલીનર આવા સ્વામીના સહચારમાં સ્વર્ગ સુખ મેળવી શકત, પણ તેને નાસબે સંસાર સુખ લખાયુ ન્હોતું. અર્લ નામર્દ હતો. પોતાનું નપુંસકત્વ જાણ્યા છતાં તે એલીનરને પરણીને તેની જીંદગી ધૂળમાં નાખી બેઠો હતો અને તે માટેજ તે મારી ચાહતો હતો. આવા ઉદાર પતિના પ્રેમને ખાતર ક્ષણિક શારિરિક વાસનાનો ત્યાગ કરવાની એલીનરે અર્લને ખાત્રી આપી હતી. પણ અર્લે તેને પવિત્ર ભાવે ચુમી લીધી તેજ વખતે તે વિહવળ કામવ્યથાથી વ્યાકુળ થઇ ગઇ હતી એ બીના યાદ આવતાં તેને શરમ ઉપજતી હતી. અસામાન્ય સંયમ અને દુર્દમનીય ઇન્દ્રિય લાલસાનું ઘોર દ્વંદ યુધ્ધ એલીનરના હૃદયને હચમચાવી રહ્યું હતું. આવા વિચારોમાં તેના બંને ગાલો લાલ લાલ થઇ ગયા. તેની તેજસ્વી આંખોની પ્રભા જરા ઝાંખી પડી ગઇ અને તેના ઉન્નત ઉરજ ઉંચા નીચા થવા લાગ્યા. આ સમયે નોકરે આવી ખબર આપી કે પાટવી કુમાર પધાર્યા છે.

એલીનરે તરત શાંતિ ધારણા કરી અને બેચાર કદમ આગળ જઇ તેણે પ્રિન્સનું સ્વાગત કર્યું. પ્રિન્સે અગ્રેજી તરીકા પ્રમાણે તેનો હાથ પકડી તેને સોફા પર બેસાડી અને રાજેશ્રી ખુરશી પર બેઠા.

"અચાનક અર્લ આવી પહોંચે એવો સભવ તો નથીને ?" પ્રિન્સે બેસતાં વાર મંગળાચરણ કર્યું. આ વાત સાંભળી એલીનર જરા

વિસ્મીત થઇ પણ તે કંઇ બોલી નહિ "હું એક અતિ જરૂરી અને ખાનગી કામ વિષે વાત કરવા આવ્યો છુ." પ્રિન્સે કાઉન્ટેસની વિસ્મીતતા ઉડાવી દીધી.

"છ વાગ્યા પહેલાં અર્લ આવતા નથી અને હમણાં સાડા ચાર વાગ્યા છે" એલીનરે જવાબ આપ્યો.

"મારી શરૂઆતની વાત સાંભળી તમે તાજુબ થયાં હશો. હશે! હું આશા રાખું છુ કે હવે હું જે પૂછું તેનો તમે સાચો જવાબ આપશો."

આ પલે જો એલીનરને રાજકુટુંબની "એક ભેદી વાત યાદ" આવી ગઇ ન હોત તો એલીનર એમજ માનત કે પ્રિન્સ પ્રેમની વાત છેડશે! પ્રિન્સના રંગઢંગ જોતાં તેને પોતાની વ્હાલી સખી—રાજકુમારી સોફીઆનો વિચાર આવ્યો. તે જરા વિચાર કરી બોલી: "મારો સ્વભાવજ એક મગની બે ફાડ કરી નાખવાનો છે. વળી ઇંગ્લંડના ભાવી રાજા પાસે મારાથી અસત્ય વાત થાય પણ ખરી ?"

"મારા આગમનનો અર્થ તો તમે સમજી ગયાં હશો" પ્રિન્સનો અવાજ ધીમો થઇ ગયો: "અહિં આપણી વાત કોઇ સાંભળી જાય એમ તો નથીને ?"

"નહિ નહિ. તમે નિશ્ચિંતપણે જે કહેવું હોય તે કહો."

"ઇંગ્લંડના રાજકુટુંબની કોઇ વ્યકિતના ઘોર કલંકથી તમે માહિતગાર છો?" આટલુ કહી પ્રિન્સ એલીનર તરફ ભેદભરી નજરે જોઇ રહયો. એલીનરનો ચહેરો ઉતરી ગયો.

"એવી વાત પર પરદો નાખેલોજ સારો."

"તમે શું એમ સમજો છો કે હુ મારી સગી બહેનનું કલંક પ્રગટ કરવા ચાહું છું? નહિ. આદીથી અંત સુધી એ કીસ્સો હું જાણવા માગું છું."

"હવે એ કીસ્સો ખોલવાનું કંઇ પ્રયોજન નથી કારણ કે બધું

એવી ચાલાકીથી કરવામાં આવ્યું છે કે કઇ પણ ભેદ ફુટવાનો સંભવ નથી." એલીનર બોલી

"છતાં મારી બ્હેનની બદનામીની વાત મારે કાને આવી છે."

પ્રિન્સનું આ વ્યંગમય વાકય સાંભળી એલીનર સમજી કે બધી ચતુરાઇ ધુળમાં મળી ગઇ—બધો ખર્ચ પાણીમાં ગયો—અને તેની પ્યારી સખીનું કલંક પ્રગટ થઇ ગયું. શી રીતે પ્રગટ થયું તે તે સમજી શકી નહિ. તે વિચાર કરતી ચુપચુપ બેસી રહી.

"તમે માનો છો તેટલો એ બીનાથી હું અજાણ નથી. સાંભળો, એક દિવસ રાતને વખતે પ્રિન્સેસ સોફીયા અને કાઉન્ટેસ ઓફ ડેસબરો ગાડીમાં બેસી કયાંક જતી હતી—એજવર રોડ પર ગાડીને અકસ્માત થવાથી તે તુટી ગઇ હતી—સોફીયા અને કાઉન્ટેસે બાજુના એક મકાનમાં આશ્રય લીધો હતો. ત્યાં સોફીયા "મિસીસ મોરડોંટ" બની હતી અને તમે કાઉન્ટેસ! મિસીસ સ્મિથ નામ આપી આવ્યાં હતાં--આ બધી વાત હું જાણુ છું."

"ત્યારે શુ એ બન્ને બહેનો અમને પીછાની ગઇ હતી? શું આટલી વાત તે પેટમાં રાખી ન શકી? જો એ બે બ્હેનોએજ આ વાત પ્રગટ કરી હોય તો હું આજથી હું કોઇના ચહેરાનો વિશ્વાસ કરીશ નહિ. બન્નેના વદન કેવાં નિર્મલ અને સરલ હતાં !—" એલીનરને ઓકટેવીયા અને પોલીન પર શક જવાથી તે બોલી.

"એ બે બ્હેનોને દોષ ન દો. હું તેમને ઓળખતો પણ નથી. ઉલટું મને જે વિશ્વાસુ વ્યકિતએ ખબર આપી છે તેણે એમ પણ કહ્યું હતું કે એ બે બ્હેનો તો એ બનાવને પેટમાંજ ગળી ગઇ છે."

"ત્યારે ડોકટર થર્સટનની જીભ ચાલી?"

"નહિ. એ બિચારો ડોકટર તદન નિર્દોષ છે. મને આ વાતની ખબર કેમ મળી તે હું કહેવા માગતો નથી. ફકત એટલુંજ કહીશ કે મને તમારાં જેવાંજ એક વિશ્વાસુ સખસે એ વાત કહી છે."

"હાં ! હવે સમજી ગાડી તૂટી ગઇ ત્યારે એક ભલા ગૃહસ્થે રાજકુમારીની દાસીનો હાથ પકડી તેને નીચે ઉતારી લીધી હતી ત્યાર પછી તેણે અમને ઉતારવા માટે ગાડીનું બારણું ખોલ્યુ હતુ પણ કોણ જાણે કેમ બારણું ખુલતાજ તે એકદમ ચાલ્યો ગયો હતો. અમે બંને ગભરાઇ ગઇ હતી અને પાછળથી અનેક ચિંતા આવી પડી હતી એટલે એ સખ-સને તદન ભુલી ગઇ હતી. કદાચ એ માણસે તમને વાત કરી હશે *"

"તમારી તર્ક શકિત પણ અજબ છે હો ! હા–એજ સખ્સે મને એ વાત કહી હતી."

"એ સખસને બધી બીનાની શી રીતે ખબર હોય ? એણે અમને પીછાની લીધી હશે. પણ રાજકુવરી ગર્ભવતી છે તે એ શી રીતે જાણી શકયો ?" એલીનર પ્રિન્સથી હારી જાય એવી ન્હોતી.

"અરે ! તે આખી રાત તે રસ્તા પર ફરતો રહ્યો હતો ડાકટરનું આવવુ, બાળકનો જન્મ થવો વિગેરે બીના તેનાથી છૂપી રહી ન્હોતી. તમારે ગુપ્ત રીતે સુવાવડ કરવા જવાનું કંઈ કારણ ન્હોતું એટલે તે સમજી ગયો હશે કે મારી બ્હેનેજ—"

"હવે જવા દો એ વાત ! આવી ચર્ચાથી કંઇ લાભ નથી. તમે પોતેજ કહો છો કે ભેદ ફુટવાની ધાસ્તી નથી તો પછી એ વાત

---

* લંડન રાજરહસ્યના પહેલા ભાગના ત્રીજા પ્રકરણમાં મિસ ઓકટેવીયા અને પોલીનના ઘરમાં એક કુંવારી કન્યાએ એક પુત્રને જન્મ આપ્યો હતો અને તે તથા તેની સંગિની ડોકટર થર્સટનને બાળક સોંપી, દશ હજાર પાઉંડ આપી, ગુપચુપ વિદાય થઇ હતી તે વિષે પ્રિન્સ આ વખતે એલીનર સાથે વાતચીત કરે છે, વાંચનાર સમજી ગયા હશે કે એ કુવારી કન્યા ઇંગ્લંડની રાજકુમારી પ્રિન્સેસ સોફીયા હતી અને તેની જોડીદાર એલીનર યાને કાઉન્ટેસ ઓફ ડેસબરો હતી. આ અદ્દભૂત રહસ્યમય નવલકથા શરૂઆતથી ન વાંચવી એ જીવનનો એક મોંઘામાં મોંઘો લ્હાવો ગુમાવી દેવા બરાબર છે. પહેલો અને બીજો ભાગ તરત મંગાવી લો. દરેકની કિમ્મત ચૌદ આના, વિલાસ ઓફીસ, હોળીચકલા કોટ, મુંબઇ.

ભૂલી જવામાંજ ડહાપણ છે. કૃપા કરી આ વાત છોડી દો. હું પ્રિન્સેસ સોફીયાને મારી સગી બ્હેન જેવી સમજું છું તેથી મેં મારૂં કર્તવ્ય બજાવ્યુ છે. મારી સખી અને તમારી બ્હેનની આફત વખતે મેં જે કામ કર્યું હતું તે માટે તમે મને ઠપકો આપવા આવ્યા છો ?"

"નહિ. હું તો તમારો આભાર માનવા આવ્યો છું." પ્રિન્સ હસ્યો.

"જો એમ હોય તો મારી એક વાત માનશો ?"

"બોલો."

"તમે એ ભેદ જાણો છો એ બીના પ્રિન્સેસ સોફીયાને ન જાણવા દેશો. તે તમારાથી બહુ ડરે છે. જો તેને જરા પણ શક જશે તો તે ભયથી છળી મરશે." એલીનરે વિનંતી કરી.

"ઠીક. તમારી વાત મારે મંજુર છે. કાઉન્ટેસ ! તમારે બીજું કંઈ કહેવું હોય તો તે નિઃસંકોચ કહો—" પ્રિન્સ એટલી નમ્રતાથી બોલ્યો કે એલીનર તેની વાત જાણે સાંભળીજ ન હોય તમ ચૂપ રહી પ્રિન્સ પુનઃ બોલવા લાગ્યો: "પણ મારે એક વાત જાણવી છે. એ વાત જાણ્યા પછી હુ એ વિષે એક બોલ પણ બોલીશ નહિ."

"એ વાત શી છે ?"

"જેના પ્રેમમા રસબસ બનીને મારી બ્હેન પોતાનુ' સતીત્વ નષ્ટ કરી બેઠી હતી એ માણુસનું નામ શું છે ?"

"એ તમે કદિ પણ જાણી શકશો નહિ. મારે મ્હોડે મારી સખીનો વિશ્વાસઘાત થશે એવી તમે આશા રાખતા હો તો તમે ખાંડ ખાઓ છો સમજ્યા !" એલીનરની તેજસ્વી આંખોમાંથી અગ્નિ ખરવા લાગ્યો.

"ક્ષમા કરો, કાઉન્ટેસ ! ક્ષમા કરો–" કહી પ્રિન્સ એકદમ એલીનરની સામે ઘુંટણીયે પડ્યો અને તેનો હાથ પકડી ચુમવા લાગ્યો. પ્રિન્સના આવા અચાનક વર્તનથી એલીનર ચકિત થઈ ગઇ. તેને હાથ ખેંચી લેવાની શુધ્ધી ન રહી. પ્રિન્સને મન

સ્રીનું સતીત્વ રમવાના રમકડા જેવું હતું. તે એલીનરના મૌનને ઉધોજ અર્થ સમજ્યો. મૌન સંમતિ લક્ષણ ગણીને તે એલીનરના હાથ પર વારંવાર ચુંબન લેવા લાગ્યો એલીનરની નસોમાં વીજળી આવી. ક્ષણ ભર તે અકથનીય આનંદથી વિહ્વળ થઇ ગઇ. બીજી જ પળે તેના ચારિત્ર્યશીલ હૃદયે તેને ચેતાવી. તે એકદમ હાથ ખેંચી લઇ દમામથી બોલી: "પ્રિન્સ ! તમે ભૂલી જાઓ છો કે હું કોણ છું ?"

પ્રિન્સની જગ્યાએ કોઇ બીજો સખ્સ હોત તો તે એલીનરના ગંભીર તિરસ્કારથી શરમાઇ જાત. પણ ઇંગ્લંડના આ પાટવી કુવરને શરમ સાથે બનતુંજ ન્હોતુ. શરમને એ ઘોળીને પી ગયો હતો રમણીઓને ફસાવવાના પ્રયાસોમાં એ કદિ હતાશ થતો નહિ. સ્રીઓની પહેલી ના–નાનો એ કંઇ ઔરજ અર્થ કરતો. તે એલીનરના તિરસ્કારથી શરમાયો નહિ પણ ઉલટો સતો થઇ બોલ્યો: "સુંદરી ! મને ક્ષમા કરો. તમે મને ક્ષમા નહિ કરો ત્યાં સુધી હું ઉઠવાનો નથી."

"ઠીક આ વિચિત્ર દશાનો અંત લાવવા માટે હું તમને માફ કરૂં છું. તમે જે દુ:ખમય વાત કરતા હતા તે હવે લંબાવવાની જરૂર નથી."

"વારૂ––" ખુરશી પર બેસતો બેસતો પ્રિન્સ બોલ્યો: "પણ કાઉન્ટેસ ! હું તમારા મનોમુગ્ધકર રૂપ લાવણ્યની પ્રશંસા કરતો હતો તેથી તમે જરા નારાજ કેમ થઇ ગયા ? તમે હાથ ખેંચી શા માટે લીધો ?"

"શા માટે ખેંચી ન લઉં ? તમે શા કારણે એમ સમજ્યાં કે હું હાથ ખેંચી નહિ લઉં ?" એલીનરે સામો સવાલ પૂછ્યો પણ પ્રિન્સની મીઠી વાતોથી તેનું મન અસ્થિર થતુ જતું હતું.

"હું તમારી અમી નજરને લાયક નથી તે હું કબુલ કરૂં છું. પ્રભુએ તમને અસામાન્ય સુંદરતા બક્ષી છે. તમારી બુધ્ધિ તીક્ષ્ણ

છે. ગુણના પણ તમે ભંડાર છો. તમારા જેવી અદ્વિતિય રમણી સામે હુ એક કંગાળ પુરૂષ છું."

"પ્રિન્સ! તમે મશ્કરી કરો છો?"

"હું સાચું કહું છુ." પ્રેમભીના સ્વરે પ્રિન્સે જવાબ આપ્યો: "મેં તમને રાજસભામાં જોયાં છે, મેં તમને નૃત્ય કરતાં નીહાળ્યાં છે અને આજે તમારા મકાનમાં તમારૂં સ્વરૂપ જોવાનું સદ્દભાગ્ય મને પ્રાપ્ત થયું છે. રાજભવનમાં યા નૃત્ય ભવનમાં મણિમુક્તાથી તમે જેટલાં ચમકી રહો છો તેના કરતાં પણ આ સાદાં વસ્ત્રોમાં તમે અધિક સુંદર લાગો છો. મારા શબ્દો ખોટી ખુશામતના નથી. હું તમારા ચરણો પર પડી તમારી સેવા કરવા માગું છું પણ રખેને તમે મારો તિરસ્કાર કરી મારી પૂજા ન સ્વીકારો એવા ભયથી સાહસ કરી શકતો નથી."

મસ્ત નજરે એલીનર તરફ જોઇ પ્રિન્સ આ વાત કરી રહ્યો. હતો. પ્રિન્સની જ્વલંત વાસના જોઇ એલીનરના હૃદયનો આવેશ પ્રબલ થઇ ગયો. તે મધુર હાસ્ય કરી બોલી: "તમે એવો તિરસ્કાર વ્હોરવાનું સાહસ કરી શકતા નથી?"

"શી રીતે એવું સાહસ કરૂં? તમે–તમે—" પ્રિન્સ વધુ ન બોલ્યો. તે તૃષિત નેત્રોએ એલીનરના રૂપ માધુર્યનું પાન કરી રહ્યો.

"પ્રિન્સ! તમે મારી જે પ્રશંસા કરો છો તે માટે હું તમારી આભારી છું."

"વ્હાલી! તો હવે નિરાશ ન કર. હું તારા પર પાગલ થઇ ગયો છુ." કહી પ્રિન્સે એલીનરના ગળામાં હાથ નાખ્યો અને તેને છાતીએ લગાવી ચુંબનોનો વરસાદ વરસાવવા લાગ્યો. એલીનર આ નવીન આનંદમાં મસ્ત થઇ ગઇ. તણે પ્રિન્સના ચુંબનનો જવાબ વાળવા સામાં ચુંબન ન લીધાં તેમ પોતાનુ મ્હોં પણ ફેરવી ન લીધું. પ્રિન્સના ઓઠ તેના ઓઠ પર ચોંટી રહ્યા. હવે પ્રિન્સને કંઇ ડર ન રહ્યો. તેનું સાહસ વધ્યું. પણ એટલામાં એલીનર પાછી ભાનમાં આવી હતી. તે એકદમ ઉભી થઇ ગઇ અને બોલી: "તમે

એમ સમજી ગયા કે હુ તમને વશ થઇ ગઇ છું ? નહિ. નહિ. તમારા વતનથી અજબ થઇ હું ભાન ભૂલી ગઈ હતી. જુઓ, હવે પછી મારી સાથે આવી ચાલ ન ચલાવતા---" દમામથી આટલા શબ્દો બોલી કાઉન્ટેસે એક ઘંટી વગાડી.

પ્રિન્સ તો આ જોઇને આભો બની ગયો. તેની અજાયબીનો પાર રહ્યો નહિ. ત્હો સુધી અમૃતનો પ્યાલો પોતાને હાથે લઇ જઇને પછી તે ઢોળી નાંખનારી રમણી તેને આજ સુધી મળી ન્હોતી: "એલીનર ! આ તેં શું કર્યું ?"

"શાંત થાઓ--" એલીનર બોલી ને એ પળે નોકર ઘંટીના જવાબમાં અંદર આવ્યો: "પ્રિન્સની ગાડી દરવાજા પાસે લાવવાનું કહો."

"ગાડી તૈયાર છે." નોકરે જવાબ આપ્યો.

પ્રિન્સને જવા શિવાય બીજો રસ્તોજ ન્હોતો. જતી વખતે સલામ કરવાને બ્હાને તેણે એલીનરને ધીમે સ્વરે કહ્યું: "એલીનર ! હમણા તો જાઉં છું પણ યાદ રાખજે કે હવે હું તને મારી બનાવીશ ત્યારેજ જપીશ."

"આજે તમે મારૂં ઘર પાવન કરી મારા પર ઉપકાર કર્યો પ્રિન્સ !" એલીનર મોટે સ્વરે બોલી.

નોકર બારણું ખોલી ઉભો રહયો હતો. તેણે કઇ અનુચિત વાત સાંભળી ન્હોતી કે કંઇ અનુચિત દેખાવ જોયો ન્હોતો.

પ્રિન્સ એલીનર તરફ વક્ર નજરે જોતો ચાલ્યો ગયો.



# પ્રકરણ ૪૦ મું.

## એ ઝેરીલી રમણી.

પ્રિય વાંચનાર, પ્રિન્સને શરાબ પીતો છોડી દે. નામર્દ અમીરની રૂપાળી સ્ત્રી એલીનરને દર્દ ભર્યા હૃદયે સડવા દે અને અમારી સાથે છૂપા ગર્ભપાત કરાવનારી મિસીસ લીંડલીના નીચ અડ્ડામાં-ફ્રેર સ્ટ્રીટમાં ચાલ. તને યાદ તો હશે કે બદમાસ દલ્લાલા મિસ બ્રેસ-મવાલી મેગસમેનની પત્ની અને પ્રિન્સ ઓફ્ વેલ્સની રખાત પોતાની દુકાનમાંની કેરોલાઇન નામની એક ગર્ભવતી સ્પેનીશ રમણીને આ દાયાના ઘરમાં મૂકી ગઇ હતી. તેણે તે મકાનના એક ઓરડામાં નાનાં નાનાં બચ્ચાંના હાડપિંજરો જોયા હતા અને મિસીસ લીંડલીએ એક દુધભર બાળકનું ગળું દાબી તેની લાશ ટેમ્સ નદીમાં ફેંકી દીધી હતી એ બીના પણ તે જાણતી હતી. કેરોલાઇને પોતાના દગા બાજ આશક પર વેર લેવાની અને બાળ હત્યા કરનારી દાયાને સજા કરાવવાની પ્રતિજ્ઞા લીધી હતી. બરાબર ત્રણ દિવસ સુધી તે એજ વિચારમાં નિમગ્ન રહી. જેમ જેમ વિચાર કરતી ગઇ તેમ તેમ તેનો સંકલ્પ દૃઢ થતો ગયો પણ હમણાં તે લાચાર હતી. તે ગર્ભવતી હતી. તેને પ્રસવ થાય અને તે આ ઘરમાંથી છૂટી થાય ત્યાં સુધી તેનાથી કંઇ થઇ શકે એમ ન્હોતું. આથી તે પોતાનો મનોભાવ છૂપાવી તે પાર પાડવાની યુક્તિ શોધતી રહી. તેના માબાપ કે સગા વ્હાલાં ન્હોતા. બદમાસ મિસીસ બ્રેસની તે આશ્રિતા હતી. લાચારીથી તેને ગર્ભ રહ્યો ત્યારે તે આ ઘરમાં આવી હતી. તે એવી રીતે રહેતી હતી કે તેની મનો-દશાની કોઇને ખબર ન પડી પણ તેને જીવતું બાળક અવતરે તો તેને લીડલીના કાતિલ હાથોથી ગમે તે ભોગે બચાવી લેવાનો તેણે નિશ્ચય કર્યો હતો.

સાંજ પડી ગઇ હતી. છએક વાગવાનો સમય હતો. કેરોલાઇન દિવાનખાનામાં પોતાના જેવીજ રમણીઓ સાથે વાત કરી રહી હતી એવામાં એક દાસી તેને બોલાવવા આવી. તે લીંડલી

પાસે ગઇ. ઓરડામાં પગ મૂકતાંજ લીંડલીએ તેને પગથી માથા સુધી તિક્ષણ નજરે જોઇ લીધી. એ બુઢી બલાની સાપ જેવી આંખો જોઇ યુવતી કંપી ઉઠી. પેલી ભયંકર રાત પછી જ્યારે જ્યારે તે લીંડલીને જોતી ત્યારે તેને સાક્ષાત યમનાજ દર્શન થતા.

"બેટી! બારણાં બંધ કર...આહ! આટલો બધો અવાજ? ખબર નથી કે ઉપરના ઓરડામાં એક સ્ત્રી બીમાર છે? આવ, મારી પાસે બેસ. મારે તને એક અગત્યની વાત કહેવાની છે" મિસીસ લીંડલી ધીમે સ્વરે બોલી.

"ઠીક" કહી તે ખુરશી પર બેઠી અને બુઢીનું મ્હો જોવા લાગી.

"જો દીકરી! આટલી બધી છોકરીઓ અહિંયા છે પણ તેમાંથી એક કામ માટે મેં તને પસંદ કરી છે." વ્હાલ બતાવતી ડોશી બોલી: "એ કામ કરવાથી તને પણ આનંદ થશે. તારી બાજુની ઓરડીમાની યુવતીને હમણાંજ પ્રસવ થયો છે. સારે નસિબે મુએલું બચ્ચું અવતર્યું છે.." બચ્ચું મુએલુ અવતરવાની તદ્દન જૂઠી વાત સાંભળી કેરોલાઇન થરથરી ગઇ. તે પોતાનો મનોભાવ છૂપાવી ન શકી.

"કેમ? ધ્રુજે છે કેમ? તબિયત ખરાબ છે?"

"નહિ. આ વાત સાંભળી મને મારી દશાની યાદ આવી. મારા પ્રસવના દિવસ પણ નજીક આવ્યા છે—"

"ધીરે, છોકરી, ધીરે! દીવાલોને પણ કાન હોય છે. બ્હી ના. હિમ્મત રાખ. તને કંઇ થવાનું નથી. મારા જેવી દાયા તને આખા લંડનમા શોધી મળવાની નથી. મીસીસ બ્રેસ તને મારે ત્યાં મૂકી ગઇ તે તારા સૌભાગ્યની નિશાની છે. હવે મારી વાત સાંભળી લે તને ખબર હશે કે તારી બાજુની ઓરડીવાળી યુવતી મોટા કુળની કન્યા છે. તેનું નામ તારે જાણવાની જરૂર નથી. તેને એક એવી સખી જોઇએ છે કે જે તેના નામ ઠામ વિષે કંઇ પૂછપરછ કરે નહિ અને અહિથી ચાલી ગયા પછી કોઇ જગ્યાએ તે મળી જાય તે

તેના તરફ નજર શુધ્ધાં ન કરે. તું શાંત, ચતુર અને શાણી છે તેથી એ રમણીનું દીલ બહેલાવવા માટે મેં તને પસંદ કરી છે—"

"હું એની સખી થવાને તૈયાર છું." કેરોલાઇન ખુશી થઇ બોલી.

"ઠીક તો જા એની પાસે. પણ જોજે, કોઇ બીજી બીને આ વાત ના કરતી; નહિ તો એ બલાઓ અદેખાઇથી મારી તારૂં માથું ખાઇ જશે. તારે એકાંતમાંજ એ રમણીને મળવું અને બીજી તરફ ઝાંખીને જોવું પણ નહિ."

"વારૂ."

"ઠીક ત્યારે જા."

કેરોલાઇન ઉપર ગઈ અને પેલી રમણીની ઓરડીમાં જતાંજ તેને જણાયું કે એક સુંદર, કોમળ, રૂપવતી યુવતી બિછાના પર પડી હતી .

તેની ઉમ્મર અઢારેક વર્ષની હશે. તેની આંખો જરા નાની પણ અત્યંત ભૂરી હતી અને ભમર કાળી ભોર હતી. એની આંખો પળે પળે નિરનિરાળા ભાવો વ્યકત કરતી હતી. એ ગુસ્સે થતી ત્યારે એનાં નેત્રો ભયંકર થઇ જતા અને જાણે હમણાં અગ્નિ ખરશે એવો ભાસ થતો. એ નેત્રો જ્યારે સ્નેહાળ થતાં ત્યારે કોમળ અને સુમધુર થઇ જતાં. જાણે એ ગુસ્સા જેવી ચીજજ ન જાણતી હોયની તેમ ! તેનું નામ ફરનાન્ડા હતું અને તે અર્લ ઓફ ડેસબરોની ભત્રીજી હતી. આર્થર ઇટન નામનો સખસ તેનું શિયળ ભ્રષ્ટ કરી તેને તજી ગયો હતો. એજ ઇટન હમણાં ક્ષય રોગથી મોતને કિનારે જઇ પહોંચ્યો હતો અને હવે મરતી વખતે તે ફરનાન્ડાને પરણવા માગતો હતો તે આપણે અગાઉ જોઇ ગયા છીએ.

ફરનાન્ડાના વાળ ભુરા અને સુંવાળા હતા. એના માથા પર દીવાનો પ્રકાશ પડતો ત્યારે પ્રકાશવાળા વાળ સોનેરી અને બાકીના કાળા જણાતા. તેની ત્વચા બરફ જેવી સ્વચ્છ હતી. પ્રસવ વેદનાને લીધે તેના ગાલો પરની લાલી જરા ઉડી ગઇ હતી અને એક બે

જગ્યાએ શ્યામ ડાઘ પડયા હતા પણ એ ડાઘ પણ એના વદનની સુંદરતા વધારતા હતા. એના ઓઠોની રતાશ હજુ કાયમ હતી. એની હંસણી સમી નાજુક ગરદન, પીન પયોધરો અને પાતળી કમર એની ખુબસુરતીમાં અજબ વધારો કરતાં હતાં. કેરોલાઇન આ પરમ રૂપવતી રમણીને જોઇ આશ્ચર્યચાકત થઇ ઉભી રહી.

" આવ વ્હેન ! તારૂંજ નામ કેરોલાઇન વોલ્ટર્સને ? " પેલી સુવાવડી રમણીએ સ્નેહાળ સ્વરે કેરોલાઇનને બોલાવી.

" હા. "

" આવ, મારી પાસે આવ.

કેરોલાઇન તેના પલંગ પર જઇ બેઠી. ફરનાન્ડા થોડીક વાર તેના તરફ જોઇ રહી: "તને જોતાંજ તારી સાથે સહીયારૂં બાંધવાનું મને મન થઇ ગયું છે. સખી ! જો આપણે દીલોજાન સખીઓ થઇશુ તો મારી કોઇપણ વાત તારાથી છૂપી નહિ રહે. આપણે બને એક બીજાને અત્રે દિલાસા દઇશુ. કદાચ તું પણ મારી પેઠે કોઇ બદમાસની દગાબાજીનો ભોગ થઈ પડી હશે અને કદાચ તેં મારી પેઠેજ તારા આશકને જીગરોજાનથી ચાહયો હશે."

" હા. વ્હેન ! હું તેને મારો પ્રભુ સમજતી હતી. પણ હવે ?"

" હવે શી ઇચ્છા છે ? નિરાશા કે વેર ? " ફરનાન્ડાથી બોલાઈ ગયું પણ તરતજ તેણે વાત પલટાવી નાખી: " વ્હેન ! પ્રેમાળ રમણીને મ્હોડે વેરની વાત સાંભળી કદાચ તને મારા પર અભાવ આવશે—"

" નહિ. નહિ. મારા દીલમાં પણ એવાજ ભાવ પ્રગટ થયા છે. વ્હાલી ફરનાન્ડા ! આપણે સ્ત્રીઓ પુરૂષોને પ્રભુ ગણી પૂજીએ, તેના ચરણ ચુમીએ, તે જે હવામાં શ્વાસ લે તેને ફુલોનો બગીચો ગણીએ, તે જે સ્થાને બેસે તેને તીર્થસ્થલ માની લઇએ; અને છતાં આપણા એવા પ્રગાઢ પ્રેમનો બદલો શો મળે છે ? ભયંકર,

નિર્દય, હૃદયહીન ત્યાગ !—" કેરોલાઇન બોલી. તેનો સ્પેનીશ સ્વભાવ ઉગ્ર થઇ આવ્યો. ફરનાન્ડાનો સ્વભાવ પણ તેના જેવોજ હતો.

"કેરોલાઇન ! તારો સ્વભાવ મને બહુજ ગમે છે. હું વેર લેવા તત્પર થઇ છું અને મારી મનોકામના થોડીક સિધ્ધ પણ થઇ છે. તારૂં ને મારૂં દીલ એક થઇ જશે પછી તને પણ હું મારી પેઠે વેર લેતા શીખવીશ."

"બ્હેન ! તમારી સાથે દોસ્તી થવાથી હું મારી જાતને ધન્ય સમજું છું. હવે વાત જવા દો. દાદર પર કોઇનો અવાજ સંભળાય છે."

બને તરત ચૂપ થઇ ગઇ. ફરનાન્ડા પલંગ પર શાંત ભાવે પડી રહી. એ ચાર પળમા મીસીસ લીંડલી ત્યાં આવી બોલી: "કેરોલાઇન ! હવે તું જા. જો આ બાઇને તારો સહવાસ ગમ્યો હોય તો કાલે એની પાસે પાછી આવજે."

"મને આ છોકરી ગમે છે. એનેજ મારી પાસે મોકલજો. કેરોલાઇન ! આવજે હો બ્હેન !—" કહી તે બીછાનામાં બેઠી થઇ અને કેરોલાઇનને નજીક બોલાવી તેને ચુંબન લઇ વિદાય કરી.

"ડેસબરોનાં કાઉન્ટેસ તમને મળવા આવ્યા છે." તે ગયા પછી લીંડલી ધીમેથી બોલી.

"વારૂ. આવવા દો." જવાબ મળ્યો.

"મારે એક વાત તમને કહેવાની છે."

"શી ?"

"કાઉન્ટેસ સાથે એક યુવાન પણ છે અને તેને જોતાંજ હું સમજી ગઇ છું કે તે તમારો..."

"બસ. બસ. તમે તેને જોયો ?"

"હા"

"કેમ ઝેરની અસર બરાબર થઇ છે ને ?"

" હા. ધીમે બોલો. તે કાઉન્ટેસની સાથે છે એ વાત તમને કહેવાની મને મના થઇ છે માટે કાઉન્ટેસ સાથે વાત કરતાં સભાળજો. બીજું તમારો આશક તમારી સમક્ષ રડે કકળે ને તેથી તમારૂ દીલ પીગળે તો પણ પેલી વાત પ્રગટ ન કરતા.

" વારૂ. તું ફીકર ન કર. હવે મારૂં હ્રદય પત્થર જેવું થઇ ગયું છે."

" તે હું સારી પેઠે જાણું છું તેથી તો મેં તમને ઝેર મેળવવામાં મદદ કરી હતી. બીજુ એ કે કાઉન્ટેસને એમ કહેજો કે તમને મુએલો છોકરો આવ્યો હતો અને તેને બીજે દિને લેમ્બેથના કબ્રસ્તાનમાં દફનાવી દીધો હતો."

" ઠીક. "

" હવે હું જાઉં છું. વિલંબ થશે તો કાઉન્ટેસને શક જશે."

તે બદમાસ દાયા ગઇ અને થોડીવારમાં ફરનાન્ડાના ઓરડામાં કાઉન્ટેસ ઓફ ડેસબરો આવી પહોંચી.



# પ્રકરણ ૪૧ મું.

## ઝેરનો ઉતાર.

એલીનર ફરનાન્ડાને મળવા ગઇ ત્યારે તેની સાથે આર્થર ઉપર ગયો ન્હોતો. એલીનર આ એકવારના દગાબાજ અને હાલમાં પશ્ચાતાપની ગંગામા સ્નાન કરતા આશક તથા તેની ઝેરીલી માશૂક વચ્ચે સધી કરાવવા માગતી હતી. હવે વાંચનારની ખાત્રી થઈ ગઇ હશે કે કેરોલાઇનની સખી ફરનાન્ડા અર્લ ઓફ ડેસબરોની ભત્રીજી હતી અને તે આર્થરથી રહેલો ગર્ભ છૂપાવવા દાયાના ઘરમાં આવી રહી હતી.

નીચેના ઓરડામાં આર્થર બેઠો બેઠો વિચાર કરી રહયો હતો. તેનાથી થોડે દુર સગડી પાસે બેસી પેલી બદમાસ બલા લીંડલી પોતાની પાળેલી બીલાડીના શરીર પર હાથ ફેરવી રહી હતી. એક વાર તેણે આડી નજરે આર્થરને જોયો તો તેને જણાયું કે તેને ટીકી ટીકીને જોઇ રહયો છે તે ડરી ગઇ. તેનું લોહી ઠંડું થઇ ગયુ. આર્થર તેના પાપી હૃદયનો તાગ કાઢી રહયો હતો એમ તેને લાગવાથી એ પિશાચીનીનાં ગાત્ર શીથીલ થઇ ગયાં. પણ તેનો એ ભ્રમ હતો. આર્થર કુતુહલ વશ થઇ એ ડોશીનો બેડોળ ચહેરો જોઇ રહયો હતો.

"મિસીસ લીંડલી! એને મુએલું બાળક અવતર્યું હતું?" મ્હોં બંધ કરી બેસી રહેવાનું ન ગમવાથી આર્થરે પૂછયું.

"હા. સાહેબ! તે માટે શોક કરવો નકામો છે." ડોશીએ જવાબ આપ્યો.

"પ્રસવ વખતે ફરનાન્ડાને ભારી દુઃખ થયું હતું?"

"ધીમે બોલો–સાહેબ! ધીમે બોલો–" પોતાના સ્વભાવ અનુસાર ઓઠ પર આગળી મૂકી ડોશીએ ચેતવણી આપી.

"ધીમે બોલો સાહેબ! દીવાલોને પણ કાન હોય છે. હં! તમે પ્રસવ વેદનાની વાત પૂછતા હતા? હા–એને બહુ વેદના થઇ હતી.

સારે નસિબે તે દિવસે ટેમ્સ નદીમાં ભારે ભરતી આવી હતી, વંટો-ળીઓ તોફાને ચઢયો હતો તેથી પવનના સુસવાટામાં એની ચીસે કોઇના સાંભળવામાં આવી ન્હોતી."

આર્થર ઇટન માટે પોતાની માશૂકની વેદનાનું આટલું ધ્યાન પૂરતું હતું. તે કંપી ઉઠયો. તેનેજ લીધે ફરનાન્ડાને આટલું કષ્ટ વેઠવું પડયુ હતું. થોડીવાર બન્ને મૌન બેસી રહ્યા. તેની સામે બેઠેલી પાપી દાયાને જોઇ તેને કંઇ કઇ વિચાર આવવા લાગ્યા. આ બદમાસ બલા કેવા કેવા અમીરી કુંટુબોના ભયંકર ભેદો જાણતી હશે ? આ સવાલે તેનું માથુ ચમકાવી નાખ્યું.

"અર્લને તમારા ઘરની શી રીતે ખબર પડી ?" આર્થરે પૂછયું.

"એ વાત હું કહી શકતી નથી. મોટા માણસોને મારાપર વિશ્વાસ છે અને તેમની કૃપાથી મારૂં ગરીબનું ગુજરાન ચાલે છે." લીંડલીએ જવાબ આપ્યો.

"મારે એ સવાલ પૂછવાની જરૂર ન્હોતી. માફ કરજો."

"કઇ ફીકર નહિ સાહેબ ! તમારે ચિંતા કરવાની જરાપણ જરૂર નથી. આવી વાત હું કોઇને કહેવા જતી નથી." કહી તે હસવા ગઇ પણ હસી શકી નહિ. લીડલીના મ્હોપર હાસ્ય ફરકે એ સહજ વાત ન્હોતી.

થોડીક પળ પુનઃ મૌન છવાયું. દશેક મિનિટ પછી એક દાઇએ આવી ગુપચુપ લીંડલીને એક સ્ત્રીની પ્રસવ વેદનાની વાત કરી અને લીંડલી તરત આર્થરની માફી ચાહી ત્યાંથી ચાલી ગઇ.

આર્થર એકલો પડયો. ફરનાન્ડા પાસે એલીનર નકામો સમય ગૂમાવવા ગઇ છે એમ તેને લાગ્યું તે અનિમિષ આ દાયાનો ઓરડો જોવા લાગ્યો. ધીમો ધીમો લેમ્પ બળતો હતો. પ્રકાશ બહુ ઝાંખો હતો. ઇટન આ સ્થળે બેસી બેસીને કંટાળી ગયો. તે ઉભો થયો અને ઓરડામાં લટકાવેલી નામીચા ડોકટરોની છબીઓ જોતો જોતો એક દીવાલમાંના એક ટાકા પાસે ગયો તેમાં એક મોટું બાઇબલ

પડયું હતું અને ધાત્રીવિદ્યા તથા જડીબુટ્ટીના પ્રયોગોની જૂની ચોપડીઓ હતી. આ ટાંકાને લીંડલી હમેશાં ચાવી મારી રાખતી અને ચાવી પોતાની પાસેજ રાખતી. આ વખતે કળની અંદરજ ચાવી રહી ગઇ હતી. તે એક પુસ્તક વાંચતી બેઠી હતી. એવામાંજ ડેસબરોની કાઉન્ટેસ આવી પુગવાથી ચાવી કળમાં રહી જવા પામી હતી આર્થરે દીલ બહેલાવવા માટે ટાંકામાંથી એક ચોપડી કાઢી. તે ખોલવા જતાં એક જરી પુરાણો કાગળ જમીન પર પડી ગયો. આર્થરે તે તરત ઉપાડી લીધો અને તે પરના અક્ષરો વાંચ્યાઃ "વારસોનો મિત્ર." તે અજબ થયો. લેમ્પ પાસે જઇ તેણે એ કાગળ વાંચી જોયો. તેમાં કોઇ દવાની બનાવટ લખી હતી પણ કયા રોગની દવા હતી તે તે સમજી શકયો નહિ. લાચારીથી તે એ કાગળ પેલી ચોપડીમાં પાછો મૂકવા જતો હતો એવામાં એક બીજો એવોજ કાગળ નીકળી પડયો. તેના પર "વારસોના મિત્રનો ઉતાર" એવા શબ્દો લખ્યા હતા. "ઉતાર" શબ્દે તેને ભડકાવી મૂકયો. તેનુ શરીર કંપી ઉઠયુ. આ દાયા દાયાના ધંધા ઉપરાંત કોઇ ભયંકર ધંધો કરે છે એવી તેને શંકા થઇ. તેને લાગ્યું કે પહેલી દવા કોઇ જાતનું ઝેર છે અને બીજી તેનો ઉતાર છે, તેણે જલદીથી બન્ને દવાઓની બનાવટ એક કાગળ પર લખી લીધી અને પેલા જૂના કાગળો ચોપડીમા મૂકી, ચોપડી ટાંકામાં મૂકી દીધી. આર્થર ખુરશીપર બેસી ગયો અને બીજીજ મિનિટે લીંડલી પાછી આવી. આવતાંવાર તેની નજર ટાંકા પર ગઇ. ટાંકામાં ચાવી પડેલી જોઇ તેનુ મ્હોં ઉતરી ગયુ. આર્થરનો શક પ્રબળ થયો. લીંડલીને આર્થર કંઇ ભેદ જાણી ગયો છે એવી શંકા ઉપજી હતી પણ તેની શાંત મુદ્રા જોઇ તે ખુરશીપર બેસી ગઇ. આર્થરને લાગ્યું કે પેલી દવાઓમાં કંઇ ભયંકર ભેદ છે.

થોડીવારમાં એલીનર આવી ને તેને જોઇ લીંડલી બ્હાર ચાલી ગઇ. દ્વાર બંધ થયા પછી એલીનરે કહ્યું: "ફરનાન્ડા તમને મળવા માગે છે પણ તેને લગ્ન માટે તૈયાર કરવાનું કામ મુશ્કેલ લાગે છે. હું એક કલાક તર્કવિતર્ક કરી આવી પણ એ માનતી નથી. તમે એને મળી તો આવો."

"હુ એકલો જાઉ ?"

"હા. ચાલો, હુ તમને તેની ઓરડી સૂધી મૂકી જાઉ."

બન્ને ઉપર ગયાં અને એક મિનિટમા આર્થર ફરનાન્ડાની નજર સામે જઇ ઉભો.

ફરનાન્ડા ગરમ કપડાં વીંટાળી તકીયાને અઢેલી પલગપર પડી હતી. તેની આંખો લાલ ઘૂમ થઇ ગઈ હતી. તેમાં અગ્નિ ભભુકતો હતો. એક હાથ માથાપર રાખી તે વાળ પકડી બેઠી હતી. જાણે ઉદ્વિગ્ન હ્રદયને સ્થિર કરવાની કોશેષ કરતી હોયની તેમ ! બીજો હાથ પલંગપર પડયો હતો. તેની છાતી ઉંચીનીચી થતી હતી અને તે પરથી તેના દીલમાં ભયંકર તોફાન ચાલતું હતુ એવી પ્રતિતી થતી હતી.

બંનેની આખો મળી. ઇટન થાકી ગયો હતો. ફરનાન્ડાનો ભયાનક દેખાવ જોઇ તે કંપી ગયો. વગર કહે ખુરશીપર બેસી જઇ તે તૂટયા અવાજે બોલ્યો: "ફરનાન્ડા ! આખર આપણે મળ્યા..."

"હા. આટલે દિવસે મળ્યા તો ખરા–" ધીમા પણ ગુસ્સાભર્યા અવાજે ફરનાન્ડા બોલી. આજ પ્યારી માશૂકનો મધુર સ્વર એકવાર આર્થર ઇટનને પાગલ કરી નાખતો હતો. પણ આજે એ સ્વરમાં તે માધુર્ય ન્હોતું એ આંખોમાં તે પ્રબળ સ્નેહભરી મસ્તી ન્હોતી. એ દીલમા પેલી મીઠી મહોબતની લહરી ન્હોતી આજે ફરનાન્ડા વિકરાળ, હ્રદયહીન, ચંડિકા બની ગઇ હતી. મળ્યાં તો ખરા પણ કઇ જગ્યાએ ? કેવી સ્થિતિમા ? તે જુઓ ? એકવાર આ ઓરડી પર નજર કરો અને પછી કહો કે એ મારે રહેવા લાયક છે ? કેવા ભયંકર ઘરમાં મારે રહેવુ પડે છે તેનો ખ્યાલ કરો અને કંપિ ઉઠો. આવા પાપી અડ્ડાની હસ્તીની મને કદિ ખબર હતી ? આ મકાનમા મારે આવવુ પડશે એવું સ્વપ્નુંય મને આવ્યું હતું ? પુરૂષોની કામ વાસના અને હ્રદયહીન નીચતાનો ભોગ થનારી હતભાગિનીઓના પાપ ટેમ્સના ઉંડા જળમાં દાટી દેનારૂં આ સ્થાન છે ! આ ઘરની માલીકણની સુરત જોઇને ? કેવા સુંદર બાઇ છે !...બોલો, કોને પાપે, કોના દોષથી મારે આ પતીત મકાનમા આવું પડયુ ?"

આર્થરના મ્હોમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો. ફરનાન્ડાનો એકે એક બોલ તેની છાતી વીંધી નાખતો હતો. તેની માશુક તેના પર આજે ભયંકર જ્વાલામુખીનો લાવા રસ ફેંકી રહી હતી. તેની ઉગ્રમુર્તિ જોઇ આર્થરનુ જીગર થરથરી ગયું હતું.

"કેમ ? બોલતા કેમ નથી ? અહિં શા માટે આવ્યા છો ? મારી આવી દુર્દશા જોઇ તમારી આંખો ટાઢી કરવા આવ્યા છો ? તમેજ મને અનત–અગાધ પ્રેમનાં વચન આપ્યાં હતાં ને ? એ પ્રેમની પરાકાષ્ઠા બતાવવા આજે અત્રે પધાર્યા છો ? મારૂં દુઃખ જોઇ સુખી થવાને અત્રે આવવાની તમે તકલીફ ઉઠાવી છે ? જો એવાજ હેતુથી પધાર્યા હો તો તમારી મનોકામના સફળ થઇ છે જેના એક મીઠા બોલને માટે તમે ટળવળતા હતા, જેના સ્નેહ વિના તમને એક વાર સંસાર ખારો લાગતો હતો તે આજ ફરનાન્ડા છે. એની કમનસીબી જુઓ અને તમારૂ કલેજું શાંત કરો."

ફરનાન્ડાની મર્મદાહક–હૃદય વિદારક વાત સાંભળી આર્થર ગભરાઇ ગયો. તેની માશુકના બોલ તેને તીરની પેઠે ભેદી રહ્યા હતા. તે જેમ તેમ બોલ્યોઃ "ફરનાન્ડા ! મને આવા તીવ્ર વચન બાણો મારી તારે પાગલ કરી નાખવો છે ? તારા દીલમાં દયાનો અંશ પણ નથી ? શું મારા પર હવે તલમાત્ર ભાવ નથી રહયો ? ફરનાન્ડા ! એકવાર મને પૂરી રીતે જોઈ લે. હું કેવો હતો ને કેવો થઇ ગયો છું. હું કોષ્ટ ભેદી, અસાધ્ય રોગનો ભોગ થઇ પડયો છું. કોઈ આ રોગ પીછાની શકતું નથી. જે દિન જાય છે તેમાં મોત કદમ ભરતું નજીક આવે છે. હું પાંચ છ મહિનાથી વધુવાર આ દુનિયામાં રહેવાનો નથી. તેથી હું મારા પાપનું પ્રાયશ્ચીત કરવા–તારી માફી ચાહવા આવ્યો છું. મારાથી શું થઇ શકે ? કાઉન્ટેસે તને કહ્યું હશે..."

"હા. કાઉન્ટેસ કહેતાં હતાં કે તમે મારી સાથે લગ્ન કરવા માગો છો. એ બિચારી ભલી બાઇએ મને સમજાવવાની ઘણી કોશેષ કરી પણ હું સાભળું ત્યારે ને ? વિધાતા પણ મને સમજાવી શકવાનો નથી આખર કાઉન્ટેસે એકવાર તમને મળવાનુ મને કહ્યું.

પ્રથમ તો મે સાફ ના પાડી પણ પછી વિચાર આવ્યો કે જોઉં તો ખરી ! તમારે માટે જે વાત મેં સાંભળી છે તે સાચી છે કે જૂઠી તેની ખાત્રી તો કરી લઉં–"

આ શબ્દો સાંભળી આર્થર સ્તબ્ધ થઇ ગયો. તેના વદનપરના ભાવ બદલાઇ ગયા: "તું મારી અસાધ્ય બીમારી જોઇ રાજી થાય છે ?"

"તમારે ખરી વાત જાણવી છે ?" અત્યંત તિરસ્કારથી ધટન સામે જોઇ તેની માશૂક બોલી.

"નહિ. નહિ. મારે કંઇ સાંભળવું નથી. હું ચાલ્યો જાઉં છું. મેં અહિં આવવામાંજ ભુલ કરી. તું મને ધિક્કારે છે, એ હું ન્હોતો જાણતો. ફરનાન્ડા ! હું જાઉં છું." ફરનાન્ડાની વિકરાળ મૂર્તિ જોઇ આર્થર જવા તૈયાર થયો.

"સબુર, કયાં જાઓછો ? આવી રીતે છોડીને તમે નહિ જઇ શકો." ક્રોધ અને સત્તાભર્યા અવાજે ફરનાન્ડા બોલી. આર્થર ઉભો રહી ગયો અને બીજી પળે લથડતે પગે ખુરશીપર બેસી ગયો: "સાંભળો આર્થર ! તમે મારા હૃદયકુસુમને છુંદી છુંદીને કરમાવી નાખ્યું છે. એકવાર તેમાંથી સ્વર્ગીય પ્રેમની સુગંધ આવતી હતી. મે નિ:શંક એ પ્રેમમય હૃદય તમને સમર્પી દીધું હતું અને તમે મારાપર અસીમ પ્રેમ રાખવાની પ્રતિજ્ઞા કરી હતી. હું તમારાપર પાગલ થઇ ગઇ–સંજોગો અનુકૂળ જોઇ તમે વાસનાના ભૂખ્યા થયા અને મેં તમારા વચનપર વિશ્વાસ રાખી મારી લાખ રૂપીઆની લાજ તમને સોંપી દીધી. હું પોતે પણ સંસાર સુખ માટે ઉન્મત્ત થઇ ગઇ હતી પણ સ્ત્રીઓ કદિ પુરૂષોને ફસાવતી નથી. પુરૂષજ સ્ત્રીનું સત્યાનાશ વાળી નાખે છે જ્યારે હું તમારી થઇ ચૂકી, જ્યારે તમારી તુચ્છ વાસના પૂરી થઇ ગઇ ત્યારે તમે મારી ખામીઓ શોધવા લાગ્યા અને મને ચંચળ મનની કહી ઉડાવવા લાગ્યા. પણ તમને ખબર છે કે જ્યારે મને મારી ભૂલ સમજાતી ત્યારે આંસુઓનો વરસાદ વરસાવીને હું તમારી માફી માગતી હતી. હા, કોઇવાર નજીવી

બાબતમાં મેં તમને ચીઢવ્યા હશે. પણ એજ વખતે જો કોઇ તમારૂં અપમાન કરત તો હું તેનું ગળું દાબી દેત ! આવું હૃદય કચરી નાખવા જેવું હતું ? આ દુનિયામાં સમ્પૂર્ણ નિર્દોષ કોણ છે ? તમે મારા સતીત્વનો નાશ કર્યો–મારે માથે કલંકનું ટીલું કર્યું અને હવે તમે મારી ભૂલો શોધોછો ? મારી નજીવી ભૂલો મારા પ્રગાટ પ્રેમ આગળ તુચ્છ ન્હોતી ? તમે પુરૂષો સમજોછો કે સ્ત્રીનો પવિત્રા પ્રેમ પુરૂષોનું રમવાનું રમકડુ છે. અને એકવાર પોતાની નીચ વાસના તૃપ્ત થયા પછી તેને લાતથી ચગદી નાખે છે. બિચારી સ્ત્રીઓ વેર લઇ શકતી નથી તેથી તમે લોકો ફાટી ગયાછો. પુરૂષોના દગાનો ભોગ બનતી સ્ત્રીઓ એકાંતમાં આંસુ સારી સારીને અંતે મરી જાય છે. તે દુઃખથી કરમાઇ જાય છે પણ પોતાના આશકપર વેર લેવાનો ખ્યાલ કરતી નથી. પણ મને એવી ન સમજતા. હું એમ સહેલાઇથી માની જનારી સ્ત્રી નથી...” તે થાકથી થોડીવાર થોભી અને પાછી બોલવા લાગી: “એકવાર હું તમારી પત્ની થવાને કાલા-વાલા કરતી હતી. તમારા છત્રને સ્વર્ગીય સુખ સમજતી હતી પણ હવે ? હવે તમને હું મારા દુશ્મન સમજું છુ. તમારી આ ભયંકર બીમારી જોઇ મને આનંદ થાય છે. તમે કબરમાં જશો તે દિને હું ઉત્સવ ઉજવીશ. જાઓ ! તમારૂ કાળું મ્હો મને ફરીથી ન બતાવતા...”

આ કઠોર શબ્દોએ રોગી આર્થરને હતાશ કરી નાખ્યો. તે રોગથી નબળો પડી ગયો હતો આ ક્રુર શબ્દો તે સાંભળી શકયો નહિ. આથી તે બેભાન થઇ ગયો અને અચેત જેવો જમીન પર તૂટી પડયો ફ્રનાન્ડા ગભરાઇ. તેણે આર્થરના ઠંડા શરીર પર હાથ મુકયો અને તેણે ચીસ પાડી. આર્થર મરી ગયલો હોય એમ તેને લાગ્યું. તેણે ગભરાટમાં ઘટી વગાડી અને એક સ્ત્રીને પ્રસવ કરાવવા બાજુના ઓરડામાં આવેલી મીસીસ લીંડલી સફાળી દોડી આવી.

“શું છે ?”

“આ જોને !—”

મીસીસ લીંડલીએ આર્થરને તપાસ્યો અને તરત તેને શુધ્ધીમાં લાવવા માટે તેના મ્હો પર કોલોવોટર છાંટયું પણ તેની બીલકુલ

અસર થઇ નહિ. ફ્રરનાન્ડા પણ તેને સાવધ કરવાની કોશીષ કરવા લાગી.

" એ આવી રીતેજ અચાનક મરી જશે. મને લાગે છે કે એ મરીજ ગયો છે–" મિસીસ લીડલી વધુ ઉપચાર કરતી બોલી.

" નહિ. નહિ. હજુ હું એને મરવા દેવા માગતી નથી. મારૂં વેર હજુ વળ્યુ નથી." ફ્રરનાન્ડા બોલી.

" જો એને જીવાડવો હોય તો એને "વારસોના મિત્રના ઉતાર" ના થોડાંક ટીપાં આપવા પડશે."

"ભલે જા. એ ઝેરનો ઉતાર લઇ આવ." ફ્રરનાન્ડા બોલી. આ પળે તે અત્યાર સુધી લેવાયલા ઉપચારથી જરાક શુધ્ધીમાં આવ્યો હતો તેથી તેને કાને ઉતાર શબ્દ સાંભળતાજ તે ચોકયો અને જાણી જોઇને આખ મીચી પડી રહયો. બે ત્રણ પળમાં મિસીસ લીડલી દવા લઇ આવી પુગી. અને તેણે આર્થરના મ્હોમાં ત્રણચાર ટીપાં દવા નાખી. આર્થરમા અચાનક વીજળી જેવી અસર થઇ. તે મનમાં સમજી ગયો કે તેને કોઇ ઝેરના ઉતારની દવા આપવામાં આવી છે. આ દવાને તેના ખીસામાની દવાની સાથેજ સબધ હશે એમ તેને લાગ્યુ પણ અત્યારે તે જાણે કાંઇ જાણતોજ ન હોય તેમ થોડીકવાર ચૂપ પડી રહ્યો અને પછી દવાની અસરથી શુદ્દિમા આવ્યો હોય તેમ તેણે આખો ઉઘાડી.

થોડીક મિનિટમાં તે પૂર શુધ્ધિમાં આવ્યો અને ફ્રરનાન્ડા તરફ એક વિચિત્ર નજર નાખી બ્હાર ચાલ્યો ગયો.

ઓનરેબલ આર્થર ઇટન–ફ્રરનાંન્ડાનો આશક અને લોર્ડ માર્ચ–મોંટનો એકનો એક પુત્ર હેનોવર સ્કવેરમાંના પોતાના આલીશાન મહેલમાં જઇ બદમાસ દાયા લીંડલીના મકાનમાં બનેલા બનાવ વિષે વિચાર કરવા લાગ્યો. તેણે ફ્રરનાન્ડા તથા લીંડલીની વચ્ચે "ઝેરના ઉતાર" વિષે કંઇક વાત સાંભળી હતી. તેને દવા પાવામાં આવી હતી એપરથી તેણે કલ્પના કરી કે તેને "ઝેરનો ઉતાર" આપવામાં આવ્યો

હતો એટલે તેને જરૂર ઝેર આપવામાં આવ્યું હશે. ફરનાન્ડાના ઝેરીલા સ્વભાવથી તે માહિતગાર હતો. વળી લીંડલીના ઘરમાંથી તેણે પેલા પુસ્તકમાંથી બે દવાઓ લખી લીધી હતી તે પણ ભેદીજ જણાતી હતી. જો ખરેખર તેને ઝેર આપવામાં આવ્યું હોય તો તે કોણે આપ્યું હશે ? ફરનાન્ડા તો દાયાના ઘરમાં છૂપી રીતે સૂવાવડ કરવા ગઇ હતી. લીંડલી આર્થરને ઘેર કદિ આવી ન હતી આર્થરને પોતાના મુખ્ય નોકર વીલીઅમ ડડલી પર શક ગયો તે નોકર ઘણો જૂનો હતો. તેનો સ્વભાવ પણ ઉમદા જણાતો હતો. આર્થરની ભેદી બીમારીની વેદના જોઇ તે ઘણીવાર રડી પડયો હતો. શું એ જૂના અને વફાદાર માણસે ઝેર આપ્યુ હશે ? રાતે અગીઆર વાગે વીલીઅમ ડડલી આવ્યો. તેણે પલંગપર બીછાનું તૈયાર કર્યું અને હંમેશના ધારા પ્રમાણે એક પુસ્તક, એક પ્યાલુ અને પાણીનો કૂજો મૂકી તે ચાલ્યો ગયો. આર્થરે તેના ચહેરા પર આજે બારીક લક્ષ આપ્યું પણ વીલીઅમ ડડલીના વદનપરથી તેને કંઇ જણાયું નહિ. આર્થર રાતે ખૂબ પાણી પીતો હતો. કોઇ કોઇવાર તે આખો કૂજો ખાલી કરતો. તેણે મિસીસ લીંડલીને ત્યા પીધેલી દવાનો રંગ જોયો ન્હોતો પણ તેનો કઇ સ્વાદ ન્હોતો એટલી તેને યાદ હતી. જો એ દવાનો કંઇ રંગ પણ ન હોય તો સહેલાઇથી તે પાણીમાં ભેળવી તેને આપી શકાય એમ હતુ એમ લાગવાથી તેણે રાતે પાણી પીધુ જ નહિ. સ્હવારે ઉઠતાં વાર તેણે પાણી પીધું છે એમ બતાવવા માટે પ્યાલામાં થોડુંક પાણી ભરી મૂકયું અને કુજામાંના પાણીમાંથી એક બાટલી ભરી તે કબાટના ખાનામાં છૂપાવી દીધી.

આર્થરે પોતાનો સંદેહ દૂર કરવાનો નિશ્ચય કર્યો હતો. આથી તે તરતજ કપડાં પહેરી ડોકટર બ્રેડફર્ડ પાસે ગયો ડોકટર બ્રેડફર્ડ તેના ભયંકર રોગથી વાકેફ હતો. આર્થરે મિસીસ લીંડલીના પુસ્તકમાંથી ઉતારી લીધેલી બે દવાઓ ડોકટરને બતાવી અને ડોકટર એ રાસાયનીક દવાની બનાવટો જોઇ તાજુબ થઇ ગયો. તેણે આર્થરને ખાત્રી આપી કે એ દવાઓમાં એક કાતિલ ઝેર ને બીજી તેનો ઉતાર છે. આર્થરે તેને "ઝેરના ઉતાર" વાળી દવા બનાવી આપવાની

અરજ કરી. ડૉકટરે તે કબુલ કર્યું અને આર્થર અચાનક મળી ગયલી આ દૈવી દવા માટે પરમાત્માનો આભાર માનતો ઘેર આવ્યો. તેણે કુજામાંનું પાણી રાતે પીધું ન હતુ અને ગઇ કાલે મીસીસ લીંડલીએ તેને ઝેરના ઉતારની દવા તેની બેભાની ટાળવા માટે આપી હતી તેથી આર્થરની તબિયત આજે હમેશ કરતાં જરા સારી જણાતી હતી. તેના અંતરાત્માની ખાત્રી થઇ ગઇ હતી કે ડૉકટર બ્રેડફર્ડ તેને ઝેરના ઉતારની દવા બનાવી આપશે તે પીવાથી તે જરૂર મોતના પંઝામાથી બચી જશે.



# પ્રકરણ ૪૨ મું.

## પ્રિન્સની પત્ની કે રખાત?

સ્હવારે અગિયાર વાગવા આવ્યા હતા. પ્રિન્સ ઓફ્ વેલ્સ કાર્લટન હાઉસના એક ભવ્ય દિવાનમાં એક સુંદરી સાથે નાસ્તો લેતો બેઠો હતો. પ્રિન્સની સખી અત્યંત સુંદર હતી. તેની ચામડી સંગે મરમર સાથે સ્પર્ધા કરી રહી હતી. તેનું સ્વરૂપ એવું હતું કે કોઇ ચિત્રકાર તેની આબેહુબ છબી ચીતરી શકતો નહિ. એના ગોરા ગોરા ગાલ પર ગુલાબી રંગત છાઇ રહી હતી. તેનાં વાળ ભુરા હતા અને તે પર સૂર્ય કિરણુ પડતાં જાણે સોનેરી વાળ હોયની એવા લાગતા. તેના વાળ કર્લીંગ હતા. ફ્રાન્સના રાજા સોળમા લુઇના સમયથી કર્લીંગ વાળની ફેશન પડી હતી કેમકે લુઇ એવા વાળ પર મુગ્ધ થઇ જતો હતો. તેનાં તેજસ્વી નીલાં નેત્રોમાં જ્વલંત પ્રેમ અને કોમળતા ઝળકી રહ્યા હતા પણ કોઇ કોઇ વાર તેમાંથી તીવ્ર જ્યોતિ પણ નીકળતી અને એવી ગુસ્સા ભરી આંખો જોનારના દીલને તાબે કરી લેતી. એની સ્નેહાળ આંખો હંમેશાં હસ્યા કરતી અને પ્રિયતમ સાથે આખો મીલાવતાં તેની મસ્તી ઔર મનોહર થઇ જતી. તેનું નાક પાતળું અને સુડોળ હતુ. ઓઠ પાતળા અને બિંબાફળ જેવા લાલ હતા. દાંત મોતીને શરમાવે એવા હતા. આથી તેનું વદન અત્યંત મોહક લાગતું હતુ. તે બહુ લાંબી ન્હોતી તેમ ટુંકી પણ ન્હોતી. સામાન્ય સ્ત્રી જેવું તેનુ કદ હતું. પ્રૌઢ વય થવા છતાં તેની યુવાની અને સુંદરતા કરમાઈ ગઇ ન્હોતી. તેની ખુલ્લી બાંહી, અધખુલા પીન પયોધરો, હંસણી જેવી નાજુક ગરદન અને એના માંસલ દેહની મોહકતા કામીઓના દીલને તડફડાવવાને શકિતવાન હતાં.

પ્રિન્સની આ વ્હાલી રખાતનું નામ મિસીસ ફીટઝ હર્બર્ટ હતું. તેની ઉમ્મર ઓગણત્રીસ વર્ષની હતી. પ્રિન્સના શયનગૃહમાં આવવા પહેલાં તે બે વાર લગ્નના બજારમાં જઇ આવી હતી. પણ હજુ સુધી તેને સતીની વેજા લાગી ન્હોતી. તે રોમન કેથોલીક પંથની હતી. આ પંથપર તેને અંધ

શ્રદ્ધા હતી. હંમેશાં તે મોજમજાહ અને અયશઆરામમાં પડી રહેતી. તેનું ચારિત્ર્ય સારું ન્હોતું એ બીના મારકિવસ ઓફ બેલો દ્વારા પ્રકાશમાં આવી ગઈ હતી.

એ પ્રિન્સ સાથે હાલમાં ખુલ્લી રીતે કાર્લટન હાઉસમાં રહેતી હતી. સાંજ તે પોતાના મિત્રોને મિજબાની આપતી અને ડીનર યા નાચની પાર્ટીમા 'ઘરવાળી" બની બેસતી. તે પ્રિન્સની પત્ની જેવોજ દરજ્જો ભોગવતી હતી. ફક્ત નામ લેતી વખતેજ પ્રિન્સ તેને એને નામે બોલાવતો હતો.

પ્રિન્સ તેની સાથે નાસ્તો લેવા બેઠો હતો. બન્નેના મ્હોપરની ઉદાસિનતાથી જણાતુ હતું કે મીયાં બીબીમાં કઇક ઝઘડો થયો હતો આથી બન્નેની ખટપટ કોઇ સાંભળી ન શકે તે માટે બધાં દાસદાસીઓને બ્હાર કાઢી મૂકવામાં આવ્યા હતા.

"મહારાજાની એવી મરજી છે એવી તમને કયારે ખબર પડી?" થોડીકવાર પછી પ્રિન્સની માશૂકે પૂછ્યુ.

"કાલે રાતે—" પ્રિન્સે જવાબ આપ્યો "કાલે અર્લ અને કાઉન્ટેસ ઓફ ડેસબરો લંડનમાં આવવાથી હું તેમને મળવા ગયો હતો ત્યાંથી પાછા ફરતાં એક મિત્રે મને એ વાતની ખબર આપી મહારાજા મારી સગાઇ કરવા માગે છે તે માટે વિચાર કરવાને કાલે પ્રધાનમંડળની બેઠક મળી હતી અને આ વાત હવે આખુ વેસ્ટ એન્ડ જાણી ગયું છે–"

"જેના લગ્ન થનાર છે તેને કંઇ ખબર ન પડી અને તેને આવી અગત્યની વાતની એક મિત્રે ખબર આપી?" મીસીસ ફીટઝ હર્બર્ટ જરા વક્ર સ્વરે બોલી.

"હા. વ્હાલી! એ ખબર મને મારા જાની દોસ્ત—"

"પેલો બદમાશ ટીમ મીગલ્સ કની?" પ્રિન્સની માશૂકનુ મ્હો ચઢી ગયું: "પ્રિન્સ!" તે ગંભીર સ્વરે પાછી બોલી.

"તમે એવી દોસ્તી રાખો છો તે મને બીલકુલ ગમતું નથી."



ટીમ ઘોડેસ્વાર થઇ પ્રિન્સના ભવન તરફ જતો હતો.

(પા. ૭૭.)

આ મનોમુગ્ધકર ચિત્રમાં ચિત્રકારે ઘોડાના શરીરમાં બે રમણીઓ છૂપાવી દીધી છે!

*Joshi Art, Bombay 1.*

**ખાત્રી કરો કે નિચેના પુસ્તકો તમારી લાયબ્રેરીમાં છે.**

## નવા બહાર પડેલાં પુસ્તકો

| | | કીમત |
|---|---|---|
| હોવાની કે શાણી ભા ૧-૨ | . | ૮-૮-૦ |
| ભક્તનો ભોગ (ડીટેકટીવ વાર્તા) | ... | ૪-૦-૦ |
| વિપત્તિનુ વાદળ ( ,, ) | | ૩-૮-૦ |
| સોનેરી ટોળી ભા. ૧-૨ ( ,, ) | ... | ૪-૮-૦ |
| અદભુત લુટારો ભા ,, ( ,, ) | ... | ૩-૮-૦ |
| સ્નેહલગ્નની સુંદરી ભા. ૧-૨ | ... | ૩-૮-૦ |
| દુર્ભાગીદારા ખડ ૧-૨-૩ | .. | ૩-૮-૦ |
| પારસી પુત્રની પડતી | | ૪-૦-૦ |
| ચાલીસ ચહેરાનો માણસ | . | ૪-૦-૦ |
| વીચીત્ર જગત ભા ૧-૨ | ... | ૬-૦-૦ |
| ચમત્કારીક ખુન | . | ૨-૮-૦ |
| આગ્રાનો ખજાનો | ... | ૨-૮-૦ |
| શેરલોક હોમ્સના સાહસ કર્મો | ... | ૨-૮-૦ |
| ભયંકર ભેદ | ... | ૨-૮-૦ |
| વેર વસુલ ભા. ૧-૨ | ... | ૬-૦-૦ |
| પ્રેમની ખુમારી ભા ૧-૨ | ... | ૬-૦-૦ |
| પચાસરનો જય શીખરી ભા ૧-૨ | .. | ૬-૦-૦ |
| સૌન્દર્ય જવાળા ભા. ૧-૨ | .. | ૩-૮-૦ |
| સફેદ ઠગ | .. | ૧-૮-૦ |

તે સીવાય દરેક જાતના ગુજરાતી પુસ્તકો છુટક તેમજ જથાબધ કીફાયત ભાવથી મળશે. લાયબ્રેરીઓને સારૂં કમીશન મળશે.

તા૦ ક૦—કોઇ પણ ગુજરાતિ પુસ્તક ખરીદ કરતા પહેલાં અમારી દુકાને ભાવ પુછવાથી જરૂર ફાયદો થશે.

મળવાનું ઠેકાણું.—

**મોહનલાલ પીતાંબરદાસ.**

બુકસેલર એન્ડ કમીશન એજન્ટ.

કાલબાદેવી રોડ, મુબઇ ન ૨.

"વાહ! તુ પણ ભલી માણસ છે! એના વિના મને પળ પણ ચાલે એમ નથી. વ્હાલી! મી. મીગલ્સ તારે માટે અત્યંત માન ધરાવે છે. એના પરનો તારો પહેલાનો અભાવ ઘણો ઓછો થઇ ગયો છે એમ સમજીને મેં આજે એને તારાજ રૂમમાં જમવા બોલાવ્યો છે. વળી લગ્નની—"

"લગ્ન?" પ્રિન્સની પ્રિયતમા ગુસ્સે થઇ વચ્ચે બોલી: "જ્યોર્જ! તમે સ્વપ્નમાં પણ લગ્ન કરવાનો ખ્યાલ કરો છો ખરા? શું તમે તમારા પિતાની મરજી પ્રમાણે ચાલવા માગો છો?"

"વ્હાલી! હું તો તારા પ્રેમનો-તારી કૃપાનો ભીખારી છું." પ્રિન્સ દીન સ્વરે બોલ્યો.

"મારો પ્રેમ? મારી કૃપા?-" ગુસ્સાથી ઉભી થઇ મીસીસ ફીટઝ હર્બર્ટ બોલી: "મારા પ્રેમની તમને કદર હતી તેટલા માટે તમે આ ભાડૂતી લગ્ન—"

"વ્હાલી! શાંત થા. કૃપા કરી ધીમે બોલ. કોઇ સાંભળશે તો આપણી ફજેતી થશે. તું ખાત્રીથી માન કે તારી સલાહ વિના હું કંઇ કરવાનો નથી. રાજગાદી શિવાય તારે માટે ગમે તે ભોગ આપવાને હુ તૈયાર છું-"

"તમે મને વચન આપ્યું હતું કે ભલે રાજગાદી પણ જાય પણ મને તમે દગો દેવાના નથી."

પ્રિન્સ જવાબ આપે તે પહેલાંજ દ્વાર ઉઘડી ગયાં અને ટીમ મીગલ્સ અંદર આવ્યો આવતાંવાર તે સમજી ગયો કે મીયાં બીબીની દાળ આજે ખાટી થઇ છે! પણ તે સમયસૂચક માણસ હતો. જાણે કંઇ સમજ્યો ન હોય તેમ શાંત અદાથી તેણે મિસીસ ફીટઝ હર્બર્ટને શીર નમાવી સલામ કરી અને પ્રિન્સ સાથે શેકહેંડ કરી. પ્રિન્સની માશૂક ટીમને નમન કર્યા વિનાજ સોફાપર બેસી ગઇ અને ટીમને બેસવાની ઇશારત કરી બોલી: "નાસ્તો લીધો?"

"જી. હા. ઘણીવાર થઇ ગઇ. હું ચારે બાજુ ફરી પ્રિન્સની-" તે અટક્યો.

"બોલો, બોલો, પ્રિન્સની કોઇ વાત મારાથી છૂપી નથી–" મિસીસ ફીટઝ ગંભીર થઈ બોલી.

"પ્રિન્સ!" ટીમ પાછો બોલ્યો: "ગઇ કાલની વાત તદન સાચી છે. મહારાજાએ પ્રધાન મંડળને કહેવડાવ્યું છે કે બ્રાન્સવીકની પ્રિન્સેસ કેરોલાઇન સાથે તમારા લગ્ન કરવાની તેમની સમ્પૂર્ણ મરજી છે કાલે પ્રધાન મંડળે આ વાતપર ચર્ચા કરી થોડાક દિવસ સુધી એ બીના જાહેર નહિ કરવાનો નિશ્ચય કર્યો હતો પણ કોણ જાણે કેમ એ વાત આખા શહેરમાં ફેલાઇ ગઇ છે––"

"હું પણ કેવા બાપનો બેટો છું જો!" પ્રિન્સ ગુસ્સે થઇ બોલ્યો: "મૅજીસ્ટ્રેટ ગુનેહગારને સુધારવાને કેદમાં મોકલે છે તેમ વડા પ્રધાન પીટે મને સુધારવા માટે મારે ગળે લગનની જંજીર નાખવાનો ઠરાવ કર્યો અને પિતાજી તેમાં સમંતી આપી બેઠા–"

"આ અપમાન તમારી નમ્રતાનુ પરિણામ છે. તમને લેશ માત્ર ખબર પડયા વિના આ વાત આખા શહેરમા ફેલાઇ ગઇ એ શુ કહેવાયા?" પ્રિન્સની માશુકનો ક્રોધ પળે પળે વધવા લાગ્યો.

"આવું અપમાન અસહ્ય છે. ઠીક મીગલ્સ! બીજી શી વાત છે? સાચી વાત કરજે. મિસીસ ફીટઝ તેથી તારા પર ગુસ્સે નહિ થાય–"

"પ્રધાન મંડળમાં તમારા ખાનગી જીવનની ચર્ચા પણ થઇ હતી–" ટીમ બોલ્યો.

"શાની?"

"તમારૂં કરજ ચૂકવવા માટે પીટે બીજા પ્રધાનો સાથે મસલત કરી હતી અને પાર્લામેંટ ખુલશે ત્યારે તે માટેની ગ્રાંટ મંજુર કરાવવામાં આવશે."

"આ વાત તેં શી રીતે જાણી?"

"સરકારના સાંજના છાપાનો અધિપતિ મારો મિત્ર છે આજે હુ તેને મળ્યો હતો અને જાહેર પ્રજાની જાણ માટે આજે સાંજે તે એક લેખ પ્રગટ કરનાર છે."

પ્રિન્સ વધુ વિરક્ત થઇ બોલ્યો: "આવી વાત મારાથી પહેલાં છાપાના કૂતરાઓને કાને જાય છે? આવી ચાલાકી મેં કદિ જોઇ નથી."

"રાજકુમાર! મારા મિત્ર મી૦ પરસી બુથ નીચ માણસ નથી. સંગીત અને ડંડાબાજીમાં તે ઉસ્તાદ છે–" ટીમ મીગલ્સે પોતાના મિત્ર માટે પ્રિન્સે વાપરેલા અપમાન ભર્યાં શબ્દો સાંભળી જરા ક્રોધિત થઇ કહ્યું.

"મી૦ મીગલ્સ! પ્રિન્સ તમારા મત્રનું અપમાન કરવા માગતા નથી." મિસીસ ફીટઝ હર્બર્ટે બાજી સંભાળી લીધી.

"મારા મિત્રનું અપમાન નજ થવું જોઇએ–વારૂ. હવે એ વાત જવા દો. પ્રિન્સ! ફ્રાંસથી એક ઉમરાવ નાસી આવ્યો છે તે તમને મળવા માગે છે–"

પ્રિન્સે વિચાર કર્યો કે માર્કિવંસ ક્રોની પેઠે આ ફ્રેંચ ઉમરાવ પણ તેને પૈસા ધીરી રાજી કરવા માગતો હશે.

"હા. બધા ફ્રેંચ ઉમરાવો રાજભકિતને માટે દુ:ખ સહન કરી રહ્યા છે. હુ એ ઉમરાવને જરૂર મળીશ તેનું નામ શું છે?" પ્રિન્સે પૂછ્યું.

"માર્કિવંસ ઓફ બેલો—" ટીમ બોલ્યો અને છૂપી નજરે આ શબ્દોની પ્રિન્સની માશૂકપર કેવી અસર થાય છે તે જોઇ રહ્યો.

માર્કિવંસ ઓફ બેલોનુ નામ સાંભળતાંજ ફીટઝનું વદન ઉતરી ગયું. તેના આખા શરીરને કંપ થયો અને તે જેમ તેમ શાંત થઇ દીન નયને ટીમ મીગલ્સ તરફ જોઇ રહી. બનેની આંખો મળી. મીસીસ ફીટઝ હર્બર્ટ ગળાનો હાર સમારવાનો ઢોંગ કરવા લાગી. ટીમે હવે પ્રિન્સ પર નજર કરી પણ તે તો તેના થનારા લગ્નથી ભારી ચિંતામાં પડી ગયો હતો અને તેને મીગલ્સ અને મીસીસ ફીટઝ હર્બર્ટના મનોભાવની જરા પણ ખબર પડી ન્હોતી.

"એ માર્કિવંસ લાગે છે તો ભલો માણસ!" મીગલ્સે મીસીસ ફીટઝને પોતાની સત્તામાં લેવાના હેતુથી વાત આગળ ચલાવી: "પ્રથમ તો ફાંકડા જુવાન લાગતા હતા પણ હવે તેમનું મ્હો જરા

બગડી ગયું છે  તેમને જુગારનો ચરસ હોય એમ લાગે છે.  જો એમ હશે તો અગ્રેજ જુગારીઓને સુંદર શિકાર મળશે"

મિસીસ ફીટઝ હર્બર્ટ  માર્કિવસ ઓફ બેલોને ગ્રહસ્થ  માનતી હતી. તેણે પોતાની ગુપ્ત વાત ટીમને  કહી નહિ હોય એમ માની તે બોલી: મી  મીગલ્સ ! આપણે બીજીજ વાત કરતા હતા ને !"

"જો આપની  એવી મરજી હોય તો પાછા પ્રિન્સના  લગ્નની વાત કરીએ પણ મને  માર્કિવસ  કહેતા હતા કે ઘણા વખત પર તમે પેરીસ ગયા હતાં ત્યારે તમે તેમને મળ્યાં  હતાં—" ટીમ ફીટઝના વદન પર નજર સ્થિર કરી બોલ્યો

ખલાસ ! મીસીસ  ફીટઝના  હોંસ કોસ ઉડી  ગયા  તેનું ખુન ઠંડુ થઇ ગયુ. મ્હો પીળુ પડી ગયુ અને કપાળ પર પ્રસ્વેદના બીંદુ નીકળવા લાગ્યા તેની  ખાત્રી થઇ ગઇ કે પોતાની ગુપ્ત મહોબતની વાત ટીમ  મીગલ્સ જાણી ગયો છે !

જેમ તેમ મીસીસ ફીટઝ શાંત થઇ.  જાણે સ્વપ્નમાંથી  જાગી હોય તેમ તેણે પ્રિન્સ તરફ એક નજર કરી પણ પ્રિન્સ  પોતાનીજ ચિંતામાં નિમગ્ન થઇ ગયો હતો. તે  પોતાની  માશુકના  મ્હોપરના ભાવ પરિવર્તન જોઇ શકયો ન્હોતો તે જોઇ ફીટઝ રાજી  થઇ  અને પછી શાંત ભાવે ઉભી થઇ મીગલ્સ પાસે ગઇ. મીગલ્સ  પણ  તેને નજીક આવેલી જોઇ ઉભો થયો.

"મી. મીગલ્સ ! આજ સુધી લોકોને મ્હોડે તમારી નિંદા સાંભળી મારૂં મન તમારા તરફ ઉદાસિન થયું હતું પણ પ્રિન્સે આજે  કરેલી તમારી તારીફથી મારૂ દીલ પ્રસન્ન થયું છે. હવે તમને  હું  મારા પરમ મિત્ર ગણીશ–" એમ કહી તેણે પોતાનો સુંદર  હાથ મીગલ્સ તરફ લંબાવ્યો મીગલ્સે તે પર  ચુંબન કર્યું.  પણ તે  એમ  બની જાય એવો ન્હોતો. મીસીસ ફીટઝ તેના તરફ એકદમ મીઠી કેમ થઇ ગઇ તેનું કારણ તે બરાબર સમજતો હતો પણ હવે તે  આ  વાત આગળ વધારવા માગતો ન્હોતો તેની જીત  થઇ  હતી.  પ્રિન્સની અભિમાની માશુકનો દર્પ તેણે ચૂરી નાખ્યો હતો. તેનો સ્વભાવ દ્વેષી

મ્હોતો પણ વિના કારણ કોઇ તેનું અપમાન કરે તે તે સાંખી શકતો નહિ. આથી તેણે મિસીસ ફીટઝનો હાથ પકડી કહ્યું: "બાનુ ! હું વગર કારણે તમારી સાથે બગાડવા માગતો નથી."

આ શબ્દો તે બહુ ધીમેથી બોલ્યો. પ્રિન્સ કંઇ સાંભળી શક્યો નહિ. મિસીસ ફીટઝની શંકા દુર થઇ અને પુનઃ પ્રિન્સના લગ્નની વાતો થવા લાગી.

પ્રિય વાંચનાર ! હવે આ નવલકથાના ઉભરાઇ જતા રસ સાગર વિષે તને કંઇ શકા રહી છે ? પ્રિન્સનું આ નવું રમકડું મિસીસ ફીટઝ હર્બર્ટ વળી કોણ છે ? ટીમને મ્હોડે માર્કિવસ ઓફ બેલોનું નામ સાંભળી તે શા માટે થથરી ગઇ ? પ્રિન્સે નિર્દોષ ઓકટેવિયાના શા હાલ કર્યા ? સર રીચાડ સ્ટેમ્ફર્ડની બેંકમાં ઘોટાળો કરી, તેની પત્નીના ખુન અને આગનો આરોપ સર રીચર્ડ પરજ ઠોકી દેનાર બદમાસ રામસેનું શું થયુ ? બીગ બેગરમેને તેને નદીમાં નાખી દીધા પછી તે "મરીનર્સ આર્મ્સ" માં પડયો હતો અને ત્યાં કેરોટીપોલ તેની વૈરી બની ગઇ હતી ત્યાર પછી મેગ્સમેન માર્ટીન અને રામસેની બદમાસ ટોળીએ શુ કર્યું ? વળી પેલા નવા મીયાં બીબી પેજ અને જુલીયા લાઇટફુટના શા હાલ છે ? સર રીચર્ડ બદમાસોને કેદખાનામાં બેસાડવાને શું કરવા માગે છે ? પ્રેમની પૂતળી પોલીન લોર્ડ ફ્લોરેમલ સાથે સ્નેહ સરિતામાં સ્નાન કરે છે કે તેને વા ખાતો છોડી દે છે ? પોલમેલની પેલી પ્રખ્યાત કપડા વાળી—પ્રિન્સની માશૂક અને બદમાસ મેગ્સમેનની પરણેતર મિસીસ બ્રેસની દુકાનમાં બીજાં કેવાં કેવાં કારસ્થાનો થાય છે ? પેલી બદમાસ દાયા મીસીસ લીંડલીના ધરમાં છૂપી રીતે સુવાવડ કરી જનારી કેરોલાઇન અને ફરનાન્ડા પોતાના દગાબાજ આશકો પર શી રીતે વેર લે છે ? ઓનરેબર આર્થર ફરનાન્ડાના કાતિલ ઝેરની અસરથી બચે છે કે નહિ ? આવા તો એક હજાર ને એક ભેદ આ વારતામાં સમાયા છે અને તે બધાના રહસ્યો જાણ્યા શિવાય પ્રિય વાંચનાર ! તને ચેન પડવાનું છે ?



# પ્રકરણ ૪૩ મું.

## નાચની પાર્ટી.

ગયા પ્રકરણમાં વર્ણવેલા બનાવ પછી પંદર દિવસ બાદ રાતે આઠ વાગે આર્થર ઇટનના અમીર પિતા લોર્ડ માર્ચમોંટના હેનોવર સ્કવેરમાંના અમીરી ભવનમાં ભારી ઠાઠમાઠ થઇ રહયો હતો. દરવાજા આગળ ગાડીઓની અલગાર લાગી હતી. આખો મહેલ રોશનીથી ઝગઝગી રહયો હતો અને બારીઓ પર લટકતા કિંમતી પરદામાંથી બત્તીનો પ્રકાશ બ્હાર ડોકિયાં કરી રહયો હતો.

લોર્ડ સાહેબનો આજે સોનાનો દિવસ ઉગ્યો હતો તેનો એકનો એક પુત્ર આર્થર અસાધ્ય બીમારીમાંથી તદ્દન સાજો થઇ ગયો હતો અને તેથી વૃધ્ધ ઉમરાવના આનંદની સીમા રહી ન્હોતી. આર્થરની બીમારી પછી આ મહેલમાં નાચગાન બંધ પડયાં હતાં આજે ફરીથી વેસ્ટ એન્ડના શોખીન અમીરો અને અમીરજાદીઓ માટે લોર્ડ માર્ચમોંટનું નૃત્યભવન ખુલ્લું મુકાયું હતું. આ આનંદભવનની અટારીઓમાં આજે આનંદની છોળ ઉડતી હતી. દિવાનખાનામાં મનોહર સુગંધ છાઇ રહી હતી. અનેક લેમ્પો ઝગઝગી રહયા હતા અને દિવાલો પરના મોટા મોટા આયનામાં આ દીપમાલાના પડતા પ્રતિબિમ્બની શોભા અપૂર્વ થઇ ગઇ હતી પુરૂષોની છાતી પરના ચાંદો અને સ્ત્રીઓના હીરાજડિત આભુષણો રોશનીમાં ચકચકી રહ્યાં હતાં. સુંદરીઓ અનેક જાતના વાદ્યો સાથે મધુર આલાપથી રમ્ય સંગીત લલકારી રહી હતી.

લોર્ડ માર્ચમોંટ વૃધ્ધ થઇ ગયો હતો. પણ તેનું અભિમાન ગયું ન્હોતું. જુના જમાનાના અમીરોની પેઠે તે અને તેના પુત્ર પૌત્રાદી સત્તા ચલાવવાનેજ જનમ્યા છે એવી તેની માન્યતા હતી. તેના પુત્ર આર્થર ઇટન-ફર્નાન્ડાના આશક-ની તબીયત ઘણી સુધરી ગઇ હતી. હજુ તેનું શરીર જરા અશકત જણાતું હતું છતા તે રોગી જણાતો ન્હોતો તેની ઉંડી ઉતરી ગયલી આંખો હવે તેજસ્વી થઇ હતી. હાલતા ચાલતાં તેના હાથ પગ કંપતા ન્હોતા. તે

પોતાના પિતાની સાથે હર્ષિત વદને બૉલ રૂમમાં ફરતો ફરતો મહેમાનોનું સ્વાગત કરી રહ્યો હતો. બોલ રૂમની આસપાસના ઓરડાઓ શ્રીમંત નરનારીઓથી ચીકાર ભરાઇ ગયા હતા. આર્થરે બધાય મહેમાન પર નર્જર કરી અને પછી પોતાના પિતાને પૂછયું: "પિતાજી ! મી. કલેરંડન કેમ જણાતા નથી ? એમને આમંત્રણ કર્યું છે કે નહિ ?"

"બેટા ! વૃદ્ધ અમીર બોલ્યો: "મી. કલેરંડનને આમન્ત્રણ કર્યું છે અને તે પોતાની બન્ને પુત્રીઓ સાથે જરૂર આવશે હું જાતે ગઇ કાલે તેમને ઘેર જઇ તેમને આજે અત્રે પધારવાનો આગ્રહ કરી આવ્યો હતો.

"સારૂં કર્યું પિતાજી ! એ આપણા કુટુંબી છે આપણે એમના તરફ આજસૂધી જે બેદરકારી બતાવી હતી તેથી મને પસ્તાવો થાય છે."

આ વખતે મી. કલેરંડન ઓકટેવીયા અને પોલીન સાથે ત્યાં આવ્યો. પોલીન અને ઓકટેવીયા અત્યંત સુંદર વસ્ત્રોમાં સજ્જ થઇ હતી. તેમને જોતાંજ બધાની નજર તેમના સૌન્દર્ય પર ચોટી ગઇ. સ્ત્રીઓને આ બે બ્હેનોની ઇર્ષ્યા આવી. પુરૂષો એક બીજા સાથે આ પરીજાદીઓની ખુબસુરતીની તારીફ કરવા લાગ્યા.

લોર્ડ માર્ચમોન્ટ અને આર્થરે આગળ જઇ ત્રણે જણનું સ્વાગત કર્યું. અભિમાની લોર્ડ માર્ચમોટ તરફથી આવા સન્માનની કલેરંડન કુટુબે આશા રાખી ન્હોતી. ઓકટેવીયા અને પોલીન જાણે પોતાના ઘરનીજ કન્યાઓ હોય તેમ આર્થર તેમની સાથે હસી હસીને વાત કરવા લાગ્યો અને મી કલેરંડનને પોતાના પિતા સાથે વાત કરતો છોડી તે બન્ને બ્હેનોને બગલમાં લઇ દિવાનખાનામાં ગયો. જતાં જતાં તે બોલ્યો:–"બીમારીને લીધે હુ તમને અત્યાર સૂધી મળી શકયો ન્હોતો તે માટે મને માફ કરજો. હવે હું તમારે ત્યાં આવતો જતો રહીશ. એટલો બધો આવીશ કે તમે કંટાળી જશો."

"મી. ઇટન !—"ઓકટેવીયા માનથી બોલી.

"જો ઓકટેવીયા ! તુ મને મીસ્ટર કહેવાની હોય તો હું તારી સાથે નથી બોલવાનો. આપણે કુટુંબીઓ છીએ. એવા સંબંધીઓમાં વળી માન મર્યાદા શી ?"

"તમારો આભાર આર્થર !" પોલીન બોલી.

"આભાર બાભાર કંઇ નહિ ! ચાલો, હવે હુ નાચ માટે તમને કોઈ ભાગીદાર શોધી આપુ. હુ તદન સાજો હોત તો કોઇને શોધવાની જરૂર પડત નહિ. આવો, આ સોફાપર બેસો. હું હમણાં આવુ છુ."

બન્ને બ્હેનો આર્થરની સજ્જનતાથી મુગ્ધ થઈ સોફાપર બેઠી. આર્થરે ઓકટેવીયા સાથે નૃત્ય કરવાને એક ગૃહસ્થ શોધી કાઢયો ને તેની ઓકટેવીયા સાથે પીછાન કરાવી દીધી. હવે તે પોલીન માટે જોડીદાર શોધવા નીકળ્યો. ચારે બાજુ નજર કરતાં તેની નજર લોર્ડ ફ્લોરેમલપર પડી. બન્ને મળ્યા. બન્નેએ શેકહેંડ કરી પોલીન પોતાના પ્યારાને આર્થરની સાથે આવતો જોઇ અત્યંત પુલ્કિત થઇ. પણ તે નબળા મનની ન હતી. લોર્ડ ફ્લોરેમલ સાથે આર્થરે તેની પીછાન કરાવી ત્યારે તે તદન શાંત થઇ ગઇ પણ ઓકટેવીયા એ યુવાન અમીરને જોઇ ગભરાઇ ગઇ. બીજીજ પળે તેને વિચાર આવ્યો કે એ ભલો ઉમરાવ તેનું કલંક કોઇ સમક્ષ પ્રગટ કરવાનો નથી. આવા ખ્યાલથી ઓકટેવીયા પોતાના સાથી સાથે હર્ષપૂર્વક નાચવા ચાલી ગઇ.

"વ્હાલી !—" ફ્લોરેમલે ધીમે સ્વરે પોલીનને કહ્યુ : "આજે તારી સાથ યોગ્ય રીતે પીછાન થવાથી મને કેટલો આનંદ થાય છે તે હુ વર્ણવી શકતો નથી. આર્થર યા લોર્ડ માર્ચમોંટ દ્વારા તારા પિતા સાથે પીછાન કરવાની હું કોશેષ કરતો હતો પણ આર્થરની બીમારીને લીધે મારી આશા સફળ થઇ ન્હોતી."

પોલીન કંઇ ન બોલી. તેણે સ્નેહાળ નજરે ફ્લોરેમલપર એક દ્રષ્ટિ ફેંકી. એ મીઠી નજરે લોર્ડ ફ્લોરેમલને હર્ષઘેલો કરી નાખ્યો.

"પોલીન ! હું તને મળ્યો ત્યારથી મારૂં જીવનજ બદલાઇ ગયું છે. તે મારા દીલમા ગાઢ અનુરાગ પેદા કર્યો છે."

"હા. પણ તે માટે તમને અનુતાપ તો નથી થતો ને ?"

"નહિ. લેશ માત્ર નહિ. પેલી રાતની યાદ આવતાં હવે મને શરમ ઉપજે છે. તેં મને માફી આપી તે માટે હું તારો ઋણી છું"

"છટ ! આવી વાત ન કરો ચાલો, બૉલ રૂમમાં—"

બન્ને નાચગૃહમાં ગયા. દરેક યુવાન પોતાની સાથીદાર સાથે એવી રીતે ઉભો હતો કે પોલીન અને ફ્લોરેમલની જોડીને ઓકટેવીયાની પાસેથી જવું પડયુ પણ ફ્લોરેમલ જાણે તેને ઓળખતોજ ન હોય તેમ પસાર થઇ ગયો. નાચતી વખતે તેણે પોલીન સાથે તદન વિવેકી વર્તન ચાલુ રાખ્યુ અને તેથી નાચ જોનારા આર્થર કે કલેરંડનને કોઈ જાતની શકા ઉપજી નહિ. પોલીન સાથેનો નાચ પુરો થયા પછી લોર્ડ ફ્લોરેમલે ઓકટેવીયાને પોતાની સાથે નાચવાની વિનંતી કરી. પોલીન આથી ઘણી ખુશ થઇ. ફ્લોરેમલે ઓકટેવીયા સાથે નાચતી વખતે તેના ગુપ્ત પ્રેમ વિષે લેશ માત્ર વાત ન કાઢી. તે એટલુજ બોલ્યો કે પોલીનની રજાથી હવે તે કવેન્ડીશ સ્કવેરમા બન્ને બહેનોને મળવા આવી શકશે. ઓકટેવીયા આ વાતથી પ્રસન્ન થઇ.

નાચ પછી બધા મહેમાનો ડીનર લેવા બેઠા. ભાત ભાતની સ્વાદિષ્ટ વાનીઓ અને અનેક જાતના શરાબોથી સર્વ તૃપ્ત થયા. ડીનરના ટેબલપર આર્થરની પાસે ઓકટેવીયા બેઠી હતી. અને ફ્લોરેમલ પાસે પોલીન બેઠી હતી. ડીનર લઈ બન્ને બહેનો મોટા અમીર ઉમરાવોમાં ફરવાના આ પહેલા લ્હાવાથી આનંદ પામતી પોતાના પિતા સાથે ઘેર ગઇ અને આ રીતે પાર્ટી પૂરી થઇ.



## પ્રકરણ ૪૪ મું.

### જુલીયાની ચાલાકી.

આર્થર ઇટન અસાધ્ય રોગમાંથી મુકત થયો તેની ખુશાલીમાં લોર્ડ માર્ચમોન્ટના ભવનમાં થયલી નાચપાર્ટી પછી બીજે દિને સાંજે પેજની નવી બૈરી અને પેલા બુઢ્ઢા લાઇટફુટની પુત્રી જુલીયા મવાલી સ્ત્રીના જેવા મેલાં ઘેલાં વસ્ત્રો પહેરી ચેકર્સ કોર્ટમાં ગઇ. જુલીઆનો બાપ અહિં એકવાર રહેલો હતો. વાંચનારને યાદ હશે કે એજ ઘરની બાજુના ઘરમાં બદમાસ મેગ્સમેને સ્ટેમ્ફર્ડ બેરોનેટ અને પેજને કેદ કર્યા હતા અને એ બને જણા તે મકાન તોડી જુલીયાના બાપના ઘરમા ઉતર્યા હતા. જુલીયાનો બાપ તે વખતે મરવાની અણીપર હતો અને પેજે એજ બુઢ્ઢાના ભેદી કાગળો હાથ કરી જુલીયાને પોતાની પત્ની બનાવી હતી.

જુલીયા પોતાના બાપના ઘરની બાજુના ઘરમાં યાને બદમાસોના અડ્ડાવાળા ઘર આગળ ગઇ અને તેણે બારણુ ખખડાવ્યુ. તરતજ હાથમા ફાનસ લઇ બ્રીગ્સ બહાર આવ્યો અને ફાનસના પ્રકાશમાં જુલીયાનુ મ્હો જોઇ તે તાજુબીથી બોલ્યો: "કોણ જુલીયા? તું ક્યાથી? તબીયત કેમ છે? આવ, અંદર આવ."

જુલીયા બ્રીગ્સની પાછળ ઓરડામાં જઇ બેઠી. પછી બ્રીગ્સ તેના ફાટયા તૂટયા વસ્ત્રો જોઇ બોલ્યો: "તારી હાલત સારી જણાતી નથી: આટલા દિવસ કયા હતી? જરા શરાબ પીશે?" તરતજ તેણે જુલીયાને એક પ્યાલી ભરી આપી ને પોતે સુરાદેવીને પેટમાં હોમી પાછો બોલવા લાગ્યો: "તું મને છેલ્લી કયારે મળી હતી? હં હં! મને યાદ છે. પંદર દિવસ પહેલાં તુ તારા બાપની દફનક્રિયા કરવા આવી હતી ત્યાર પછી તુ આજેજ જણાઇ. તે વખતે તુ કહેતી. હતી કે તને કોઇનો આશરો મળનાર છે. તારૂ મ્હો પણ ખુશમાં જણાતુ હતું તારી આશા ફળી કે નહિ?"

"અરે! એ વાતજ જવા દો. મારી બધી આશા ધૂળમાં મળી ગઇ ને હું જેવીને તેવીજ રહી ગઇ. મહેનત મજુરી કરી પેટ ભરવાની ઘણી કોશેષ કરવા છતાં કંઇ ન વળવાથી હું પાછી અહિં

આવી છું." જુલીયા દુઃખદ અવાજે બોલી. તે પેજની ઘરવાળી થઈ બેઠી હતી એ બીના બ્રિગ્સથી તેણે છૂપી રાખી હતી.

"અફસોસ! બોલ, તારે માટે હુ શુ કરૂં?"

"હુ શું જાણુ? તમે ઘણા જણને ઓળખો છો એટલે તમે મને કયાંક ઠેકાણે પાડશો એવી આશાથી હું અહિં આવી છુ. મેગ્સમેન, ગેલોઝ વીડો, બેગરમેન, ફીંચીનગ્રેન્ડ વીગેરે તમારા દોસ્તો છે—"

"એ ખરૂ પણ મેગ્સમેન મારો નોકર થોડો છે? ઉલટો હું તેનો નોકર છુ. તુ ધારત તો કયારની અમારા મંડળમાં ભળી ગઇ હોત. જાણે અમે ખરાબ માણુસ હોઇએ તેમ તું વર્તતી હતી—" બ્રીગ્સ બોલ્યો.

"ત્યારે બાપા જીવતા હતા એટલે મને કોઇની જરૂર ન પડે એમ હું સમજતી હતી." ગરીબડા અવાજે જુલીયાએ જવાબ આપ્યો: "મારી ભૂલ થઇ. મને માફ કરો. હવે તમે કહેશો તેમ કરીશ. હું બહુ દુઃખી છું. મારી પાસે કાણી કોડી નથી ને રહેવાની ચાર ફીટ જગા પણ નથી. જો તમે મદદ નહિ કરો તો મારે આપઘાત શિવાય રસ્તોજ નથી." કહી જુલીયા રોવા લાગી.

"જુલીઆ! રડ ના. અમે જીવતા છીએ ત્યાં સુધી તુ ભૂખે મરવાની છે? હું તો એમ સમજ્યો હતો કે તું શહેરમાં જઇ વેશ્યા બની હશે."

"વેશ્યા બનવા કરતાં હું મોતને બહેતર ગણુ છું. શું તમે મને એટલી બધી નીચ સમજો છો? નહિ. નહિ. થેમ્સ નદીના ઉંડા જળમાં ડૂબીને મરી જઇશ પણ એવો પાપી પેશો કદી કરીશ નહિ. હું અહિં હતી ત્યારે અજાણ્યા મરદો સાથે મને સહેલ કરતી જોઇને તમે મને ખરાબ ધારી લીધી હશે. હુ શોખીન છું ખરી પણ તેથી હું છેક વેશ્યા બની જઇશ એમ ન ધારતા." જુલીયા ગુસ્સે થઇ બોલી.

"નહિ. નહિ. તું નારાજ ન થા. આપણે કેવા વીંટી પરના નંગ છીએ તે તો તું જાણે છે એટલે મને એ વાત સૂઝી આવી. હવે એ વાત જવા દે. બોલ, તારો બાપ કઇ મૂકી ગયો છે કે નહિ?" બ્રીગ્સે મુદાની વાત ઉપાડી.

"જેમ તેમ દફનનું કામ ચાલ્યું. હવે એક પાઇ પણ નથી."

"વારૂ, કાગળ પત્રો કયાં છે ?"

"મને તો કંઇ મળ્યું નથી. શોધતા શોધતાં હુ હેરાન થઇ ગઇ પણ ચીથરૂં પણ ન મળ્યું." ઠંડે પેટે જુલીયાએ જવાબ આપ્યો.

"ને પેલી ચકચકતી ગીનીઓ ?"

"નખ્ખોદ જાય એ ગીનીનુ ! મને તો એકે મળી નથી."

"અફસોસ ! હું નો ધારતોતો કે બુઢ્ઢો થેલીની થેલી ભરી ગયો હશે."

"મેં આખુ ઘર શોધ્યુ પણ કંઇ મળ્યું નથી"

"કાગળો ગૂમ થયા તે ભારી દુ:ખની વાત છે."

"હાય ! કાગળો મળ્યા હોત તો હુ આટલી હેરાન શા માટે થાત ?" જુલીયા પુનઃ રડવા જેવી થઇ બોલી.

"હવે તમે મને ઠેકાણે નહિ પાડો ? શુ હું તમને કંઇજ કામની નથી ?"

"તારા જેવી સ્ત્રી અમને ઘણી ઉપયોગી છે પણ અમારે બહુ સાવધાનીથી કામ લેવુ જોઇએ"

" તમે જાણો છો કે હું વિશ્વાસ પાત્ર છુ. તમારી કેટલીક વાતો હું જાણુ છુ. મારા બાપા સાથે તમે નકલી સીકકાનો વેપાર કરતા હતા ને એલ્સબરીના બેંકરો સાથે જે ગોઠવણ થઈ હતી તેની પણ મને ખબર છે. આ વાત મેં કોઇને કહી છે ? તમારી વાત જાહેર કરવા પહેલા હુ મારી જીભ કાપી નાખીશ"

"વારૂ, હું તને અમારી ટોળીમા દાખલ કરૂં છુ. મેગ્સમેન તેથી નારાજ થવાનો નથી. પૂરો વિશ્વાસ રાખી બોલવા લગ્યો.

"એલ્સબરીના બેંકર ! તમે મી૦ રામસે ને માર્ટીનની વાત કરો છો" ?

"હા. તારાથી છૂપાવવાની કંઇ જરૂર નથી. રામસે પંદર દિવસ થયા આ મકાનમા રહે છે. એ નાસભ સજોગે નદીમા ડુબતો ડૂબતો તે રાતે બાર વાગે આહી આવવાનો છે કેમકે એલ્સબરીના બેંકરો સાથે આજે અમારી મસલત થવાની છે." ગ્રીગ્સ જુલીયા પર

બચી ગયો મેગ્સમેન એને "મરીનસ આર્મ્સ"માંથી આહીં લઇ આવ્યો હતો. ફાસી ઘાટને કિનારે "મરીનર્સ આર્મ્સ" છે તે તેં જોયું છે ને?"

"હા. પણ એ ડૂબી કેવી રીતે જતો હતો?"

"બેગરમેને એને ગીનીઓની લાલચે નદીમાં ફેંકી દીધો હતો પણ સારે નસીબે કોઇ એને બચાવીને "મરીનર્સ આર્મ્સ"મા લઇ ગયુ હતું. મેગ્સમેનને એ વાતની ખબર મળતાં તે તેને અહિં લઇ આવ્યો. આ દગા માટે રામ્સેએ બેગરમેનને મારી આપી છે. કારણ કે આપણા શિવાય એનુ ટટ્ટુ ચાલે એમજ નથી."

"તે સાજો થઇ ગયો?"

"હા. પણ હજુ એક બે દિવસ એને અહિં રહેવું પડશે. માર્ટીન લંડનમાં છે. આજે તે અહિં આવવાનો છે ને રાતે અમારી કમીટી મળવાની છે."

આ વખતે કોઇએ દરવાજો ખખડાવ્યો. બ્રીગ્સ દ્વાર ખોલવા ગયો અને માર્ટીનને જોઇ અજબ થઇ બોલ્યો. "કેમ મી૦ માર્ટીન? કંઇ નવા જૂની થઇ કે શું?"

માર્ટીન ચુપચુપ અંદર આવ્યો પણ એક અજાણી બાને જોઈ તે અચકયો. બ્રીગ્સ તે જોઇ બોલ્યો: "મી૦ માર્ટીન! એ આપણી ટોળીની છે એની સમક્ષ વાત કરવામાં હરકત નથી."

માર્ટીન ઠંડો પડયો ને થાકી ગયલો હોવાથી ઓવરકોટ કાઢી ખુરશી પર બેસી ગયો. "મી રામસે ઉપર છે?"

"હા. બોલાવુ?"

માર્ટીને ડોકુ હલાવી હા પાડી. બ્રીગ્સ રામસેને બોલાવી લાવ્યો. નીચે આવતાંજ જુલીયાને બતાવી તેણે રામસેને કહ્યું: "સાહેબ, આ લાઇટફુટની દીકરી છે. એનાથી કોઇ વાત છૂપાવવાની જરૂર નથી."

રામસે માર્ટીનને ગભરાયલો જોઇ પૂછવા લાગ્યો "શું છે? તમે બહુ ગભરાયલા લાગો છો?"

"ગભરાવાનું પુછો છો? મેં સર રીચર્ડને લંડનમાં જોયો—" નિરાશા અને ગંભીરતાથી માર્ટીને કહ્યુ. એ શબ્દો સાંભળતાંજ રામ્સેના ચહેરા પરનું નૂર ઉડી ગયું: "તેણે સતાવાળાઓ સાથે સલાહ કરી લાગે છે, નહિ તો એને પરહેજ કરવા માટે વોરંટ અને ઇનામ નીકળેલા હોવા છતાં એ શહેરમા શી રીતે ફરી શકે?

"અરે! એની બૈરીએ બધો ભેદ ફોડી દીધો લાગે છે." માર્ટીન ગભરાઇને બોલ્યો.

"નહિ. નહિ. એ વિષે તો નિશ્ચિત રહો. હું કસમ ખાઇને કહું છું કે મારી માશુક મને કદી ફસાવવાની નથી એ સારે નસિબે બચી ગઇ છે ને થોડા દિવસમાં સાજી થઇ જશે."

"તમે શું બકો છો? એ તો મરી ગઇ" માર્ટીન બોલ્યો.

"મરી ગઇ? ક્યારે? તમને કેમ ખબર પડી?" રામસેના રામ મરવા લાગ્યા

"પરમ દહાડે સ્હવારે લેડી સ્ટેમફર્ડ મરી ગઇ. આજના છાપામાં એ બીના પ્રગટ થઇ છે."

"ત્યારે મરતી વખતે તેણે બધા પાપોને એકરાર કરી દીધો હોય એ સંભવીત છે અફસોસ! મેં એને બધી વાત કહીને નકામી બલા વહોરી લીધી. હશે. હવે ડરવાથી કંઇ વળવાનું નથી. તમે સર રીચર્ડને ક્યાં જોયો? તે લડન આવવાની ખબર તમને શી રીતે મળી?"

"મેં મારી આંખોએ એને જોયો છે. બ્લેકમેન સ્ટ્રીટના એક હોટલમાં બેસી મેં લેડી સ્ટેમ્ફર્ડના મરણની ખબર વાંચી ને ત્યાંથી બ્હાર નીકળતાં સર રીચર્ડને સેંટ જેમ્સ ચર્ચની પાસેના એક મકાનમાં જતો જોયો. તેની મારા પર નજર પડી ન્હોતી. તે ઘરમાંથી બ્હાર નીકળે છે કે નહિ તે જાણવા માટે હું થોડીવાર થોભ્યો પણ તે બ્હાર ન નીકળ્યો. તેને જોતાંજ આપણા પર આફત આવવાનો સંભવ છે એમ ધારી હુ તમને ચેતાવવાને અહિં દોડી આવ્યો."

"કઇ ફીકર નહિ. એ તે ઘરમાં રહેતો હશે ને નહિ રહેતો હોય તો એ તે મકાનમાં આવતો જતો હશે." રામ્સે અર્થસૂચક નજરે માર્ટીન તરફ જોઇ બોલ્યો.

"સાહેબ !" બ્રીગ્સ વચ્ચે બોલ્યો: "તે એ મકાનમાં રહે છે કે નહિ તે જાણવાની ઘણી જરૂર છે. વળી તેની સાથે કેટલા જણ રહે છે તે જાણવાની પણ આવશ્યકતા છે." પછી જરા ધીમો અવાજ કરી તે બોલ્યો: "કેમકે આપણે અચાનક એ મકાનમાં ઘુસી જઇશું તો કામ જલદી સિધ્ધ થઇ જશે. કેમ ?"

"હા. તમારી યુક્તિ સારી છે. પણ એવી ખાત્રી કોણ કરી આવે ?"

"જુલીયા ! તું આ કામ કરી શકશે ?" જુલીયા તરફ ફરી બ્રીગ્સે પૂછ્યું.

જુલીયા સગડી પર ઝૂકીને તાપી રહી હતી અને જાણે તેમની વાત સાંભળતીજ ન હોય એવો ડોળ કરી રહી હતી. વસ્તુતઃ તે એકે એક બોલ લક્ષ પૂર્વક સાંભળતી હતી. બ્રીગ્સનો અવાજ સાંભળી તે બોલી "મને બોલાવો છો ?"

"હા. તારે હમણાં એક કામ કરવું પડશે." કહી બ્રીગ્સે તેના હાથમાં ગાડી ભાડાના પૈસા મૂકયા. "એક ગાડી કરી તું સીધી બ્લેકમેન સ્ટ્રીટમાં જા. મી૦ માર્ટીન તને કહે ને ઘરમાં જઇ સર રીચર્ડ સ્ટેમ્ફર્ડ ત્યાં રહે છે કે નહિ તથા તે મકાનમાં બીજા કોણ કોણ છે તેની માહિતી લઇ આવ."

"ઓહો! એમાં શું ધાડ મારવાની છે? મી. માર્ટીન ! એ મકાન કયાં છે ? તેનો નંબર શો ?"

માર્ટીને તેને તે મકાનનો પત્તો લખી આપ્યો.

"રાતે બાર વાગા પહેલાં પાછી આવી રહેજે." બ્રીગ્સે જુલીયાને સૂચના કરી.

"વારૂ" કહી જુલીયા "ટાવર હીલ" પર ગઇ ને ત્યાંથી ગાડી ભાડે કરી લંડન બ્રીજ વટાવી બ્લેકમેન સ્ટ્રીટની પાસેના મકાનમાં જઇ પહોંચી. પેજ જુલીયા સાથે આજ મકાનમાં રહેતો હતો.

પ્રિય વાંચનાર, જુલીયા બદમાસોને જાળમાં ફસાવવાની યુક્તિ રચી રહી છે તેનું પરિણામ શું આવે છે તે જાણ્યા વિના તને ચાલશે ? આવા તો કંઇ કંઇ ભેદો આ વારતામાં નજરે પડશે.



# પ્રકરણ ૪૪ મું.

## પોલીસ ઓફીસ.

દિવાનખાનામાં જુલીયા ગઇ ત્યારે તેનો ધણી પેજ સર રીચર્ડ સ્ટેમ્ફર્ડ સાથે ખાનગી વાતચીત કરવામાં નિમગ્ન થઇ ગયો હતો. જુલીયાને જોતાં બને ચૂપ થઇ તેના તરફ આતુર નઝરે જોવા લાગ્યા. જુલીયા ઓવરકોટ ઉતારી હસતી હસતી બોલીઃ "ફતેહ ! ફતેહ ! બધા બદમાસો આજે જેલમાં રાત ગાળશે. રામ્સે ને માર્ટીનના હાથમા પણ બેડીઓ પડશે."

"શાબાશ મીસીસ પેજ ! પણ તમે ખાત્રીથી કહી શકો છો કે બદમાસો આજેજ હાથમાં આવશે ? તમે તેમને માટે કેવી જાળ બીછાવી છે ?" સર રીચર્ડે પૂછયુ. તેના વદન પર ગમગીનીની લાગણી હતી અને તેણે તેની પત્નીના મરણના શોકમાં કાળા વસ્ત્રો પહેર્યા હતા.

"એ બધુ મને ન પૂછો. મેં એકવાર કહ્યું હતુને કે હું કોઇ પણ રીતે બદમાસોમાં મળી જાઉં એવી છું. હું ત્યા બેસીને વાત કરતી હતી એવામાં માર્ટીન આવી લાગ્યો—"

"મે પણ તેને લંડનમા જોયો હતો. મી૦ પેજ ! એલ્સબરીમાં જે ખબર મળી હતી તે સાચી નીકળીને ?"

"હા." પેજે ટૂંકમાં પતાવ્યુ.

"આજના છાપામાં લેડી સ્ટેમ્ફર્ડના મરણની ખબર વાંચીને માર્ટીન એ વાત રામ્સેને કહેવા માટે બ્રીગ્સને ત્યાં આવ્યો હતો." જુલીઆએ વાત આગળ ચલાવી. "તમારી સ્ત્રીએ તમને મરતી વખતે કંઈ ગુપ્ત વાત કહી દીધી હશે એવી ધારણાથી બનેના મોતીઆ મરી જાય છે."

"સ્વભાવિક છે. તમે જાણો છો કે મારી સ્ત્રી મને બધી બીના કહીને સ્વર્ગવાસી થઇ હતી."

"આજે માર્ટીને તમને આ મકાનમાં દાખલ થતા જોયા હશે

તેથી તમે અહિં રહો છો કે અહિં કોઇને મળવા આવો છો તેની તપાસ કરવા માટે મને જાસુસ તરીકે મોકલવામાં આવી છે."

"વાહ ! પછી ?"

"આજે મધરાતે મેગ્સમેન, બેગરમેન, ગેલોઝ વોડો, ફેરોટી પોલ, રામસે અને માર્ટીનની એક સભા મળશે અને મને એક ગૈ વાત પરથી એવો શક ઉપજ્યો છે કે એ સભામાં તમારૂ ખૂન કરવાની ચર્ચા થશે." જુલીઆએ વાત પૂરી કરી.

"જોઇએ પ્રભુ શું કરે છે ? હવે મને વિશેષ નિરાશ થવાનુ કારણ નથી. મારી આગલી મીલકત તો પાછી મળશે પણ મારી આબરૂને નિષ્કલક કરવા માટે મારે પુરાવા રજુ કરવા પડશે."

"તમારૂં ચારિત્ર્ય એની મેળે નિષ્કલંક થઈ જશે." પેજે હિમ્મત આપી. "બીજું કંઇ કહેવું છે ? "

"હા. બાર વાગ્યા પહેલાં મારે એકવાર બદમાસોને રિપોટ આપવા જવું પડશે."

"વ્હાલી ! હવે હુ તને ત્યા મોકલવા માગતો નથી."

"ત્યાં મને શાનો ડર છે ? હું ત્યાં જઇશ તો બદમાસોને ગીરફ્તાર કરાવવામાં ઘણી ઉપયોગી થઇ પડીશ."

"એ વાત પ્રમલે પર છોડ. ચાલો, આપણે બોસ્ટ્રીટમાં જઇ પ્રમલેને મળીએ. સર રીચર્ડ ! તમારો શો વિચાર છે ? "

"આજે સ્હવારે હું મેજીસ્ટ્રેટને બધી બીના કહી આવ્યો છું. તેમણે મને એક કોન્સ્ટેબલ સોંપ્યો છે અને તેને મારા કહેવા પ્રમાણે કરવાની આજ્ઞા કરી છે."

"તે એજ માણુસ પીટર પ્રમલે ! એ બદમાસોને જાળમાં પકડવામાં ઉસ્તાદ છે. ચાલ, જુલીયા, કપડાં બદલી નાખ."

"નહિ. મારા ગંદા વસ્ત્રોને લીધે તો હું બદમાસોના દળમાં ભળી શકી છુ. હમણાં નવા વસ્ત્રો પહેરવાની જરૂર નથી."

"ચાલો ત્યારે વખત બરબાદ કરવાની જરૂર નથી"

તરત ત્રિપુટી તૈયાર થઇ અને ગાડીમાં બેસી ત્રણે જણ પોલીસ ઓફીસ પર ગયા. ત્યાં જઇ સર રીચર્ડે ગુપ્ત દ્વાર ખખડાવ્યું ખુદ ગ્રમલે દ્વાર ખોલવા આવ્યો અને સર રીચર્ડને પીછાની ત્રણે જણને અંદર લઇ ગયો ઓરડામાં સગડી પાસેના ટેબલ પર શરાબની બાટલી પડી હતી. અને ગ્રમલેના હાથમાં ચીરૂટ હતી. તેણે ત્રણે જણને બેસવાની ઇસારત કરી ને પછી મુલાકાતનુ કારણ પૂછ્યું,

"મી. ગ્રમલે!" પેજે વાત શરૂ કરી: "આજે તમને અમર થવાની સોનેરી તક છે. આજે જો તમે ધારો તો મેગ્સમેન, બ્રીગ્સ, રામસે, ગેલોઝવીડો, માર્ટીન વિગેરે બધા નામચીન બદમાસો તમારી જાળમાં માછલીની પેઠે ફસી જશે"

"તેઓ આજે શું કરવાના છે?"

"મધરાતે સર રીચર્ડના ખુન માટે મશલત કરવાના છે. અને આ મારી સ્ત્રી રાતે ત્યાં જવાની છે." પેજે જુલીયા તરફ જોઇ કહ્યું.

"મીસીસ પેજ! તમે ત્યાં જઇ શુ કરશો?"

"બદમાસ માર્ટીને સર રીચર્ડને મારા મકાનમાં દાખલ થતા જોયા હતા તેથી મને જાસુસી કરવા મોકલી છે. હવે જો હું ત્યાં જઇને એમ કહું કે સર રીચર્ડ ત્યાંજ રહે છે અને થોડાક જણને ગુપચુપ એ મકાનમાં દાખલ કરી દેવાની કબુલાત આપું તો તેઓ જરૂર મારી સાથે આવશે ને પછી તમે તેમને પકડી લેજો." જુલીઆએ જવાબ આપ્યો.

"એમ નહિ. બધા બદમાસોનુ એક સાથે કામ નથી." ગ્રમલે બોલ્યો: "મીસીસ પેજ! તમે બાર વાગા પહેલાં ત્યાં જાઓ. ત્યાં જઇ એવી ચાલાકીથી વાત કરો કે આજે રાતેજ ખુન કરવાને

કેટલાક જણુ નીકળી પડે. કંઇપણુ બ્હાનું કરી તમે તેમની સાથે રહેજો. રસ્તામાં મારા માણુસો તેમની ખબર લેશે. હું થેકર્સ કોર્ટ પાસે સંતાઇ રહીશ અને તમે થોડાક જણને લઇ નીકળી જશો પછી બદમાસોના ઘર પર હલ્લો કરી બાકીના બદમાસોને પકડી લઇશું."

"વારૂ."

"જાઓ ત્યારે દશ વાગ્યા."

જુલીયા તૈયાર થઇ. અમલે તેને દરવાજાની બ્હાર મૂકી આવ્યો અને મબ્સ નામના કોન્સ્ટેબલને બોલાવી આજની બાજી અથથી ઇતિ સુધી સમજાવી દીધી. પેજ અને સર રીચર્ડ પણ આ સાહસમાં ભાગ લેવા તૈયાર થયા.

બધી ગોઠવણુ કર્યા પછી પીટર અમલે શરાબની પૂજા કરવા લાગ્યો અને દારૂની લહેરમાં પોલીસના પરાક્રમો ગાવા લાગ્યો. સર રીચર્ડ અને પેજને તેણે ખબર આપી કે પેલો મબ્સ નામના કોન્સ્ટેબલે છ વર્ષ પહેલાં પોતાની સ્ત્રીને નદીમાં નાખી દઇ પોતાના પુત્રનુ ગળું કાપી નાખ્યું હતું. તેના કેસમાં તાજની ભૂલ એટલી થઇ કે તેની સ્ત્રીનું નામ મેરી લખાયું હતુ જ્યારે ખરૂં નામ મેરીઆ હતુ ખુનની જગ્યા "લેમ્બેથ" ગણાવી હતી પણ જે જગ્યાએ ખુન થયું હતું તે મકાનનો અરધો ભાગ લેમ્બેથમાં ને અરધો સાઉથ પાર્કમાં આવ્યો હતો. આથી કોર્ટે તેને છોડી દીધો હતો અને ત્યાર પછી એ ખુની પોલીસ કોન્સ્ટેબલ બન્યો હતો.

આવી આવી વાતોમાં સાડા દશ થયા અને પીટર અમલે બદમાસોને પકડવા જવા તૈયાર થયો તેણે એક મોટો ઓવર કોટ પહેરી લઇ તેમાં બે પીસ્તાલો અને એક છૂરી છૂપાવી દીધી. હાથમાં જાડી સોટી લીધી અને પછી પેજ અને સર રીચર્ડને સાથે લઇ તે એક ગાડી ભાડે કરી મેદાને પડયો.



# પ્રકરણ ૪૬ મું.

## ખુનની તૈયારી.

રાતે બાર વાગવાને થોડીકવાર હતી. થેકર્સકોર્ટવાળા બદમાસોના મકાનમાં મેગ્સમેન, બેગરમેન, ગેલોઝ વીડો, બ્રીગ્સ, માર્ટીન અને રામ્સે કંઇ ગુપ્ત મસલત કરી રહ્યા હતા. રામ્સેને ટેમ્સ નદીમાં ફેંકી દેવાનો દગો કરનાર બેગરમેન સાથે તેણે લાચારીથી સલાહ કરી નાખી હતી કેમકે બદમાસ રામ્સેને આ મવાલીઓ સિવાય ચાલે તેમ ન્હોતું.

"જુલીયા લાઇટફુટ પાછી ન આવે ત્યાં સુધી કંઇ થઇ શકે એમ નથી. બ્રીગ્સ ! એ અહિં આવી ગઇ તો આપણું કામ ઘણું સ્હેલું થઇ ગયું હો !" બદમાસોની આ સભાનો પ્રમુખ મેગ્સમેન બોલ્યો.

આ પળે બારણાં ખખડયાં.

"લો જુલીઆ આવી પહોંચી." બ્રીગ્સ બોલ્યો અને બારણા ખોલવા ગયો."

"શુ ખબર છે ?" રામ્સે તરત બોલી ઉઠયો.

"સર રીચર્ડ સ્ટેમ્ફર્ડ તેજ મકાનમાં રહે છે. એ કાલેજ એ મકાનમાં આવ્યો પણ હમેશાં ત્યાં રહેવાનો નથી. મેં નોકરી શોધવાને બ્હાને મકાનવાળી બાઇ સાથે વાતચીત કરી અને જુઠું ઠેકાણું આપી મને નોકરીની જરૂર છે એમ કહી મેં તેને મળવાનો વાયદો કર્યો છે." જુલીયા બેધડક બોલી ગઇ.

"સારૂં કર્યું" કહી ગેલોઝ વીડો—નીચ મેગ્સમેનની માશૂક વિકટ હાસ્ય હસી.

"હુ ઉભી હતી એટલામા સર રીચર્ડ બ્હાર ચાલ્યો ગયો. તે લાંબો ને કદાવર માણસ છે. મ્હો સુંદર અને ગંભીર છે. પગમા ડેસીઅન બુટ પહેરે છે—" જુલીઆ આગળ બોલવા લાગી.

"એજ એજ ! હવે એ બદમાસ આપણા હાથમાંથી છટકવાનો નથી." માર્ટીન વચ્ચે બોલ્યો.

"બ્હાર આવી તેણે ઘરવાળી પાસે મુખ્ય દરવાજાની ચાવી માગી કહ્યું કે તેને બો સ્ટ્રીટની પોલીસ ઓફીસમાં જરૂરી કામ હોવાથી રાતે ત્રણ વાગ્યા સુધી તે આવવાનો નથી..."

"એ હવે આપણી સાથે લડાઇમાં ઉતરવા માગે છે. વારૂ પછી?" રામ્સે બોલ્યો.

"મકાનવાળી તેને ચાવી આપવા ગઇ પણ અચાનક તેના હાથમાંથી ચાવી પડી ગઇ અને કયાંક સરકી ગઇ હું ચાવી શોધવા લાગી. મને ચાવી મળી ગઇ પણ તે ગુપચુપ સંતાડી દઇ હું ચાવી શોધવાનું બ્હાનું કરવા લાગી આખરે ચાવી ન મળી ત્યારે મકાનવાળીએ નિરાશ થઇ સર રીચર્ડને કહ્યું કે તે રાતે આવશે ત્યાં સુધી તે જાગતી રહેશે. આ પરથી તેનો ઉપકાર માની મને ચાવી શોધવાની મહેનત માટે અરધો ક્રાઉન ઇનામ આપી સર રીચર્ડ ચાલ્યો ગયો— "

"વાહ! તુ તો બડી ઉસ્તાદી કરી આવી. ચાવી કયાં છે?" મેગ્સમેન ખુશી થઇ બોલ્યો,

"આ રહી." કહી જુલીઆએ ગાઉનમાંથી ચાવી કાઢી મેગ્સમેનના હાથમાં આપી.

"એ મકાનમાં કેટલા માણુસ રહે છે?"

"હમણા તો એકલી ઘરવાળી છે. નોકર ચાકર પણ નથી."

"સોના કરતાં પીળું! બ્રીગ્સ, એગરમેન, જુલીયા અને હું ત્યાં જઇ કામ પૂરૂં કરી નાખીશુ. જુલીયા મકાન બતાવશે, ચાવીથી ઘરમાં દાખલ થઇ શકાશે, મકાનવાળીના હાથ પગ બાંધી તેને એક ઓરડામાં કેદ કરતાં વાર લાગવાની નથી. રાતે સર રીચર્ડ આવી બારણાં ખખડાવશે ત્યારે જુલીયા નવી દાસીનો ઢોંગ કરી દ્વાર ખોલશે ને સર રીચર્ડ અંદર આવતાંજ અમે તેને જહન્નમમાં મોકલી દઇશુ" મેગ્સમેને ખુની બાજી ખુલ્લી કરી નાખી.

"ત્યારે તમે પાછા ફરો ત્યાં સુધી હું અહિંજ રહું?" ગેલોઝ વીડોએ પુછ્યું.

"હા અને આ ગૃહસ્થો પણ અહિંજ રહેશે. અભરાઇપર શરાબની બોટલો પડી છે તે પીને મઝા કરજો. ચાલો, હવે વખત ગૂમાવવામાં સાર નથી." મેગ્સમેન બોલ્યો. અને ગજવામાંથી બે પીસ્તોલો કાઢી તે ભરેલી છે એવી ખાત્રી કરી લીધી. બેગરમેને પણ પોતાની પીસ્તોલો તપાસી લીધી. બ્રીગ્સે મોટા ઓવરકોટમાં પોતાની રિવોલ્વર છુપાવી દીધી. આ ભયકર શસ્ત્રો જોઇ જુલીયા કંપી ગઇ. જો તેની ચાલબાજી જાહેર થઇ ગઇ તો આજ પીસ્તોલો તેનો જાન લેશે એવો ભય પેદા થતાં તે કંપી ગઇ. તેના કંપ પર ગેલોઝ વીડોની નજર કરી પડી તે જુલીયા તરફ તીક્ષ્ણ નજર કરી બોલીઃ "જુલીયા! ડર લાગે છે?"

"નહિ." જુલીઆ હિમ્મતથી તેની સામે જોઇ બોલી.

"લીજી! શું છે? મેગ્સમેને પૂછ્યું.

"કંઇ નહિ. કોણ જાણે કેમ જુલીયા ભયથી કંપી ઉઠી હતી." ગેલોજ વીડોએ જવાબ આપ્યો.

"હું કંપી ગઇ? ક્યારે? અને માની લો કે મને કંપ થયો હોય તો તેથી શું થઇ ગયું? આ પીસ્તોલો આજે કેવું ભયંકર કામ કરી આવશે એવા ખ્યાલથી કપ થાય એમાં કઇ નવાઇ છે?" જુલીઆ ગુસ્સે થઇ બોલી. આ સાંભળી ગેલોઝ વીડોનો સંદેહ નષ્ટ થઇ ગયો. તે જુલીયાની પાસે જઇ બોલીઃ "જુલીયા! મેં તને અન્યાય કર્યો તે માટે હું દિલગીર છું. મને લાગ્યું કે કોઈ ખાસ કારણથી તું ડરી ગઈ હશે."

"જો તને મારા પર શક હોય તો તુંજ સર રીચર્ડની દાસી બનીને આ કામ કરવા શા માટે જતી નથી? હું આટલું કામ કરી આવી તેની શાબાશી તો ઘેર ગઇ પણ અહિં તો ઉલટી મારી નાલેશી થાય છે. છાશમાં માખણ જાય ને વહુ ફુવડ કહેવાય એવું શા માટે જોઇએ?" જુલીઆ પોતાનો લાગ જોઇ વધુ ગુસ્સે થઇ બોલી.

"જવા દો એ વાત–" મેગ્સમેનનો કરડો અવાજ સંભળાયો: "તમે બંને લડો એ ઠીક નથી. લીઝી ! તારૂં દીલ હમણાં હમણાં બહુ શંકીલું થઇ ગયું છે ને જુલીયા ! તું શા માટે ડરે છે ?"

"હું તો કંઇ ડરતી નથી." જુલીઆ બોલી.

"એક વાર પેલા પેજની વાત યાદ કરો પછી મને ઠપકો આપજો. ગમે તેમ હોય પણ મને હવે જુલીયા પર શક રહ્યો નથી." ગેલોઝ વીડો બોલી.

"હું પણ હવે તમારા પર ગુસ્સો કરતી નથી. મીસીસ વોરન ! આવો, શેક હેન્ડ કરો," કહી જુલીયાએ ગેલોઝ વીડો સાથે હિમ્મતથી સ્થિર હાથે શેકહેંડ કરી. ગેલોઝ વીડોની શંકા હવે તદ્દન નાબુદ થઇ અને મેગ્સમેન, બ્રીગ્સ, એગરમેન અને જુલીયા એક એક પ્યાલી શરાબ ઉડાવી, સર રીચર્ડ સ્ટેમ્ફર્ડનું ખૂન કરવા માટે બ્હાર નીકળ્યા.



# પ્રકરણ ૪૭ મું.

## બદમાસો ગીરફતાર.

ઘોર અંધારી રાત હતી. મુશળધાર વરસાદ વરસતો હતો. રસ્તા ભયંકર થઇ ગયા હતા. આ પરથી જુલીયાને લાગ્યું કે આવી વખતે પોલીસના માણસો ગમે ત્યા છૂપાયલા હશે તોપણ બદમાસોના પગલાંનો અવાજ સાંભળતાંજ તેઓ તેમનાપર તૂટી પડશે. બ્રીગ્સ અને બેગરમેન જરા આગળ ચાલતા હતા. તેમની પાછળ જુલીયા મેગ્સમેનની સાથે ચાલતી હતી. કોઇ કંઇ બોલતું ન્હોતુ. તેઓ ગલીને નાકે ગયા અને ત્યાથી બીજા રસ્તાપર ફરવાની અણીપર હતાં એજ પળે અચાનક ચાર કોન્સ્ટેબલો બ્રીગ્સ અને બેગરમેન પર તૂટી પડયા. બદમાસોને સામા થવાની તક પણ ન મલી. બને મવાલીઓ પોલીસના હાથમાં ગીરફતાર થયા.

"દગો, બદમાસ !" કહી મેગ્સમેને જુલીઆની સામે પીસ્તોલ ધરી. પણ તે પ્રથમથીજ સાવધ હતી આગળ ચાલતાં બે બદમાસોપર હુમલો થતાંજ તે પાછળ હઠી ગઇ હતી. મેગ્સમેન તેને જમને હવાલે કરે તે પહેલા મબ્સે પાછળથી આવી મેગ્સમેનને-લંડનના મવાલીઓના સરદારને પકડી લીધો અને બીજા માણસે આવી તેના હાથ બાંધી લીધો. મેગ્સમેન લાચાર થઇ ગયો પણ તે દાદાઓનો દાદો હતો. જમીનપર સૂઇ જઇ તે કોન્સ્ટેબલોને બે ત્રણ લાત મારી પણ તેમા તેનુ કંઇ વળ્યું નહિ. કોન્સ્ટેબલોએ તેને સહેલાઇથી સીધો કરી નાખ્યો. થોડેક દૂર એક ગાડી ઉભી હતી. પોલીસે બ્રીગ્સ અને બેગરમેનને કયારનાએ ગાડીપર ચઢાવી દીધા હતા. મબ્સ મેગ્સમેનને લઇ ગાડીમા બેઠો અને બદમાસો તરફ જોઇ કરડા અવાજે બોલ્યો. "જો જરા હાલ્યા ચાલ્યા તો આ પીસ્તોલથી ખોપરી તોડી નાખીશ."

બીજી પળે ગાડી કેદખાનાને રસ્તે ચાલવા લાગી.

\+ \+ \+

ત્રણ મવાલીઓને કેદખાના તરફ જતા છોડી આપણે હવે "થેકર્સ કોર્ટ" માં બદમાસોના અડ્ડામાં શું બન્યું તે જોઈએ. મેગ્સમેન ગયા પછી ગેલોઝ વીડોની છાતી ધડકવા લાગી. તેની ડાબી આંખ ફરકી રહી. તે ગભરાઈ, તેને આ બધી અપશુકનની નિશાની જણાઈ. જુલીઆનો તેને જેમ જેમ વિચાર આવતો ગયો તેમ તેમ તેના આશક સાથે દગાબાજી થશે એવી શંકા પ્રબલ થતી ગઈ. તેનો ચિંતાતુર ચહેરો જોઇ રામ્સે બોલ્યો "તમે ઉદાસ કેમ છો?"

"તમે શા માટે અહિં આવ્યા? તમારૂં કામ તમે તમારે હાથેજ કેમ ન કર્યું?" ગેલોઝ વીડો જરા ગુસ્સે થઇ બોલી.

"તમે ગુસ્સે શા માટે થાઓ છો? તમને શાનો ડર લાગે છે?" માર્ટીન જાણે તે બદમાસ બલાને પટાવતો હોય એવા અવાજે બોલ્યો.

"મને જુલીઆનું વર્તન ખટકયા કરે છે. હું એ લોકોની પાછળ જવા માગુ છુ. મને લાગે છે કે મારી શંકા ખોટી છે તોપણ–" અચાનક આ બીના સાંભળી રામ્સેનું શરીર ધ્રુજી ગયું. તેને એમ લાગ્યું કે જો આ બલા અહિંથી ચાલી જશે તો અમે બેજ જણ રહી જઇશું અને પોલીસ કદાચ અમને ગીરફતાર કરી લેશે. આવા વિચારથી તે બોલ્યો "અમે પણ તમારી સાથે આવીશું. તમારી પાસે કંઇ હથિયાર છે?"

"નહિ. તમારી કંઇ જરૂર નથી. તમે મારી સાથે હશો તો નકામી પીડા થશે. તમે અહિજ રહેજો." ગેલોઝ વીડો જાણે હુકમ કરતી હોય તેમ બોલી.

"ઠીક." માર્ટીન બોલ્યો.

'જુઓ, જો કંઇ દગો હશે તો તુરત માલુમ પડી જશે. હું ચાર પાંચ મીનીટમાંજ પાછી આવીશ"

તરત બદમાસ મેગ્સમેનની માશૂક લીઝી અથવા ગેલોઝ વીડો ઘરમાથી બ્હાર નીકળી તે ગલીને નાકે ગઇ. તે ત્યાં પહોંચી ત્યારે તો કોન્સ્ટેબલો બદમાસોને ગીરફતાર કરી ચાલ્યા ગયા હતા. ગેલોઝ

વીડો ઝડપથી માર્ગ કાપવા લાગી. તે આંખ ફાડી ફાડીને જોવા લાગી પણ કંઇ જોઇ શકી નહિ. થોડેક દૂર ગયા પછી તેને કાને કોઇના ઝડપી પગલાંનો અવાજ સંભળાયો. તરત તે એક જગ્યાએ છૂપાઇ ગઇ. બીજીજ પળે એક સ્ત્રી તે રસ્તાપર આવી, જુલીયા બદમાસોને પકડાવી પેજ, સર રીચર્ડ અને ગ્રમલેને શોધતી હતી. અંધારૂં હોવા છતાં ગેસોઝ વીડોની બીલાડી જેવી આંખો જુલીયાને પીછાની શકી. બીજીજ પળે તેનો હાથ જુલીઆના ખભાપર પડયો અને તે કરડા સ્વરે બોલી. "કયાં જાય છે?"

જુલીયા સ્તબ્ધ થઇ ગઇ. તે કંઇ બોલી શકી નહિ.

"છે શું? તું એકલી કેમ છે? બોલ, જલદી બોલ" બલા ગુસ્સાથી બોલી.

"એ વાતો પૂછવાની તારે કંઇ જરૂર નથી." કહી જુલીયા જીવ લઇને નાઠી. ગેસોઝ વીડો તેની પાછળ પડી. થોડે દૂર જતાં તેણે જુલીયાને પકડી પાડી અને વિકરાળ ચહેરે તે બરાડી: "જલદી બોલ; નહિ તો તારો જાન લઇશ."

જુલીયા પણ જેવી તેવી ન્હોતી. તે સામી થઇ. બને સ્ત્રીઓ જીવપર આવી લડવા લાગી. એજ પળે ત્યાં ગ્રમલેની ટોળી આવી લાગી. જુલીયા જમીનપર પટકાઇ પડવાથી ચીસ પાડી રહી હતી. પેજ તેનો અવાજ ઓળખી પહેલો દોડી આવ્યો. "કોણ છે?"

"રાંડ! તેં દગો કર્યો" જુલીઆનું માથું પત્થરપર પછાડી આટલા શબ્દો બોલી ગેસોઝ વીડો ભાગી ગઇ. ગ્રમલેએ તેને પકડી પણ ખુબ જોર કરી તે તેના હાથમાંથી છટકી ગઇ. કોન્સ્ટેબલો તેની પાછળ પડયા પણ આ બલાના પગમાં હમણાં વીજલી આવી હતી.

આ બાજુ પેજ જુલીયાને સંભાળવા લાગ્યો. માથામાં જખમ થવાથી તે થોડીકવાર ચૂપ પડી રહી પણ થોડીવારમાં શુધ્ધી આવી તેણે પેજને કહ્યું. "મેક્સમેન, ફ્લીગ્સ ને બેગરમેન ગીરફતાર થયા છે."

ગ્રમલે આ સાંભળી મલકાયો.

"હવે વિલંબ કરવામાં સાર નથી. ચાલો, આપણે બદમાસોના મકાનપર હલ્લો કરીએ." સર રિચર્ડ બોલ્યો.

"ચાલો." અમલેએ કહ્યું.

બ્રીગ્સ જે મકાનમાં રહેતો હતો અને જ્યાં પેજ તથા સર રીચર્ડ સ્ટેમ્ફર્ડને કેદ કરવામાં આવ્યા હતા તે મકાન આગળ પોલીસ જઇ પહોંચી. દ્વાર ખખડાવવામાં કંઇ સાર નથી એમ ધારી અમલેએ જોરથી લાત મારી દરવાજો તોડી નાખ્યો. તરત પોલીસ અંદર ધુસી. માર્ટીન અને રામ્સે પોલીસને જોઇ આભા થઇ ગયા. અને તરતજ ગીરફતાર થયા.

"જો કંઇ બકબક કરશો તો તે તમારી વિરૂધ્ધ પુરાવા તરીકે રજુ થશે. ચુપચાપ ચાલો." અમલેએ બંને કેદીઓને હુકમ કર્યો.

"ચાલો. પણ કૃપા કરી અમને ગુપચુપ લઇ જજો."

"વારૂ." કહી બને જણે હાથ કડી પહેરી લીધી.

"સર રીચર્ડના કાનમાં એક વાત મને કહેવા દેશો ?" માર્ટીને દીન અવાજે અમલેને અરજ કરી.

"નહિ." પોલીસ અમલદાર બોલ્યો.

"હું પણ વાત કરવા માગતો નથી." સર રીચર્ડે કહ્યું.

આ વખતે ગેલોઝ વીડોને પકડવા ગયલા કોન્સ્ટેબલો પાછા આવ્યા. તેમાંનો એક જણ બોલ્યો: એ તો નાસી ગઇ."

"જવા દે, એના બધા સાથીઓ ગીરફતાર થયા છે." કહી અમલે હસ્યો અને આખું સરઘસ બ્હાર નીકળ્યું. આ ઘરમાં થયલી ધાંધલથી આસપાસના લોકો જાગી ગયા હતા અને અનેક જણ તમાસો જોવા ભેગા થયા હતા. રામ્સે અને માર્ટીનને નીચી મુંડીએ પોલીસ સાથે જવું પડ્યું. પ્રેક્ષકો જાતજાતની વાત કરવા લાગ્યા.

"કોન્સ્ટેબલ ! કેટલા જણ પકડાયા ?" એક જણે પૂછ્યું.

"પાંચ" પ્રમલે બોલ્યો.

"બધા ફાંસી જશે ?"

"હા."

"તો તેઃ ઘણી મઝા પડશે." પેલો માણસ બોલ્યો: "ઘણા દિવસ થયા ફાંસી જોવાની તક મળી નથી. એકી સાથે પાંચ જણને ફાંસીએ લટકતા જોવાનો દેખાવ મઝેદાર થઈ પડશે."

પોલીસ આરોપીઓ સાથે ચાલી ગઇ અને ગલીના નાકાપર ઉભેલી ગાડીમાં બેસી બધા કેદખાના તરફ ગયા. પેજ જુલીયા અને સર રીચર્ડ સાથે પોતાના મકાનપર ગયો અને આ રીતે બદમાસો ગીરફતાર થયા. પણ તેઓ કેદમાં રહેશે ખરા ? તેમને સજા થશે ખરી ? નાસી છૂટેલી ગેલોઝ વીડો પોતાના આશકને ફાંસી પર લટકવા દેશે ? આ સવાલોના કેવા વિચિત્ર ભેદભર્યા જવાબો મળે છે તે હવે પછી જણાશે.



# પ્રકરણ ૪૮ મુ.

## રંગમાં ભંગ.

જે રાતે બદમાસો ગીરફતાર થયા ત્યાર પછીના પ્રભાતે આઠ વાગે પોલ મેલની પ્રસિધ્ધ કપડાં વાળી મીસીસ બ્રેસની ઉંઘ ઉડી ગઇ. આળસ મરડી તે ઉઠી ને પલંગ પરથી ઉતરી પગમાં સ્લીપર પહેરી, ગાઉનથી શરીર ઢાંકી તેણે બારી પરનો પરદો હઠાવી બ્હાર નજર કરી. સખત ઠંડીને લીધે રસ્તાપર બરફ બાઝી ગયો હતો. કકડતી ઠંડીની દરકાર કર્યા વિના તેણે વાળ સમાર્યા અને પછી તે બાજુના હમામખાનામાં ગઇ. સ્નાનાગારમાં ઠંડું પાણી ભર્યું હતું. મિસીસ બ્રેસે પોતાની સુંદર દેહ પાણીમા નાખી દીધી. તે પડતાંની સાથે નાની નાની બરફની કટકીઓ તૂટી ગઈ અને પાણીમાં સેકડો બુદબુદ નાચવા લાગ્યા. અત્યંત શરદી હોવાથી ઠંડા પાણીમાં પડતાં તે કંપી ગઇ. છતાં તે શરીર ચોળી ચોળીને ન્હાવા લાગી. સ્નાન કરતાં તેના શરીરમાંથી ઉન્હી વરાળ નીકળવા લાગી. ત્રણ ચાર મીનીટ પછી તે પાણીમથી બ્હાર નીકળી મોટા ટુવાલથી શરીર લુંછવા લાગી. હવે તેના આખા શરીરમાથી ગરમ બાફ નીકળવા લાગી. તેના ગાલ લાલ લાલ થઇ ગયા અને ચામડી આરસપહાણના પત્થર જેવી રમણીય જણાવા લાગી. સ્નાન કરી ગાઉન ઓઢી તે પાછી શયનગૃહમાં ગઇ. સુગંધી સાબુથી મ્હો ધોઇ મોતીના મંજનથી તેણે પોતાના દાડમ કલિ જેવા દાંત સાફ કર્યા અને પછી પાતળા મોહક વસ્ત્રો પહેરી તે પલંગ પર પડી.

આ વખતે તેની દાસી હેરીઅટ અંદર આવી ને બ્રેસને હજુ સુધી સુતેલી જોઇ અજબ થઇ. તેને જોઇને બ્રેસ બોલી: "હેરીઅટ! મારી તબીયત ઠીક નથી તેથી હુ પલંગ પરજ નાસ્તો લઇશ. નવ વાગે લોર્ડ ફ્લોરેમલ આવશે. તેમને અહિં મોકલજે."

"જી" કહી દાસી ચાલી ગઇ ને થોડી વારમાં સ્વાદિષ્ટ નાસ્તો લઇ પાછી આવી. ચાંદીના ખુમચામાં નાસ્તાની સામગ્રી હતી. ચાંદીના એક ગ્લાસમાં કોકોનટ (નાળિયર) નો ગરમ ગરમ સુપ (આસવ) હતો

બીજા ચાંદીના પ્યાલામાં ગરમ દુધ હતું અને બાજુમાં માખણ ચોપડેલી ગરમ રોટી હતી. બ્રેસ જેવો નાસ્તો લેતી હતી તેથી સારો નાસ્તો ડચેસ પણ નહિ ખાતી હોય !

હેરીઅટ ગયા પછી સુંવાળા તકીયાને અઢેલી બ્રેસ બેઠી અને તેણે સુપના બે ત્રણ ચમચા પીધા એટલામાં પોલીનનો આશક લોર્ડ ફ્લોરેમલ ત્યા આવી પહોંચ્યો.

"વ્હાલી ! તારી તબિયત નરમ હોવાની વાત સાંભળી મને દુઃખ થયું છે તને શુ થયું છે? કયારથી તબીયત બગડી?" આવતાં વાર હૅર અને ઓવરકોટ ઉતારી તે યુવાન અમીરજાદો બોલ્યો.

"આજ સ્હવારથી જરા માથુ ભારી લાગે છે. બેસોને ! હું તો હમણાં સારી થઇ જઇશ. તમને શયનગૃહમાં બોલાવવા પડયા તે માટે માફ કરશો" અધખુલી આંખે ફ્લોરેમલ તરફ મીઠી નજર કરી બ્રેસ બોલી.

"તારા શયનગૃહમાં આવવાનો આ કંઇ પહેલો પ્રસગ છે?" ફ્લોરેમલ આટલુ કહી હસ્યો.

"નહિ. પોલીનનો પ્રેમ જીતવા જતી વખતે તમે આજ જગ્યાએ સ્ત્રી વેષ ધારણ કર્યો હતો."

"નહિ વ્હાલી ! તેં જાતે તારે હાથે મને સ્ત્રી વેષ સજાવ્યો હતો."

"હા. તે વખતે તમે બહુ મસ્તીખોર થઇ ગયા હતા."

"ખરૂં મને કપડાં પહેરાવનારી જાદુગરણને મેં તે વખતે બે ચાર ચુંબન લઇ લીધાં હતાં. તે વખતે હું પૂરેપૂરો શયતાન હતો. હવે મારો સ્વભાવ બદલાઇ ગયો છે. હવે હું ગમે તે સ્ત્રીના શયનગૃહમાં જાઉ તો પણ મારાથી કોઇએ ડરવાની જરૂર નથી" ફ્લોરેમલે કહ્યું.

"એમ ! તમે સુધરી ગયા છો એમ ! થોડાક દિવસથી તમે તદન નવાજ માણુસ થઇ ગયા છો." બ્રેસ હસી.

"શું કહુ ? વ્હાલી ! પોલીન જેવી રૂપવતી, ગુણવતી, શીલવતી સ્ત્રીને જોઇ હું સુધરી ન જાઉ એ બને ખરૂં ?"

"પણ તમારૂં દીલ કેટલો વખત આવું રહેશે ? પોલીન સાથે લગ્ન થઇ ગયા પછી તમે આ તરફ રંગરાગ ઉડાવવા ન આવો એમ ?"

"શું કહું ? પુરૂષના મનનું ઠેકાણું નથી. મારૂં મન ચંચળ છે એ વાત ખરી. પણ મને લાગે છે કે એક બે વર્ષ સુધી તો પોલીન શિવાય અન્ય સ્ત્રી પર મારૂં મન લલચાવાનું નથી. હું પોલીનને લાયક થવા માટે મારાથી બનતો પ્રયત્ન કરી રહ્યો છું. વ્હાલી ! જો તારી સાથે મને ગાઢ પરિચય ન હોત તો હું આજે તારા શયન ગ્રહમાં આવવાનું સાહસજ ન કરત !"

"એટલે તમે એમ સમજો છો કે હું ગમે તે યુવાનને લલચાઉં છું !—" ગ્રેસ મ્હોં ચઢાવી બોલી.

"નહિ. નહિ. તું ગુસ્સે થાય છે ત્યારે તારૂં રૂપ ઔર વધી જાય છે તું મારી વાત ન સમજી. હું એમ કહેતો હતો કે તારૂં રૂપ લાવણ્ય એવું મોહક છે કે તને એકાંતમાં મળવું તે ભયંકર સાહસ ખેડવા સમાન છે."

"તમે સાધુ થઇ ગયા છો ને છતાં મારા રૂપની તારીફ કરી શકોછો તે માટે હું તમારી આભારી છુ." કહી ગ્રેસ પોતાની સુદર દતપંક્તિ બનાવતી હસવા લાગી.

"સુંદર રમણીઓના સૌન્દર્યની તારીફ કરવાને હું હમેશાં તૈયાર છું પણ મેં મારા મનને એટલુ બધું વશ કરી લીધું છે કે હવે ઉન્નત ઉરજ ને મદીલી આંખોના પ્રલોભન મને વશ કરી શકના નથી. હું તને મારી પરમ મિત્ર સમજું છું તેથી બે ખટકે તારા શયનમંદિરમાં ચાલ્યો આવ્યો છું. તું આટલી ખુબ સુરત ન હોત– જો તારી સુંદરતા જરા પણ ઓછી હોત તો કદિપણુ આ સ્થળે ન આવત. ખરેખર, તું હમણાં ઘણીજ મોહક લાગે છે. અહો ! ગાલ કેવા ગુલાબી છે ! જાણે કોમળ ગુલાબની પાંદડી ! આંખો કેવી મદીલી છે ? જાણે શરાબની મસ્તી છલકતી હોયની !"

"એ તો તાવને લીધે એમ લાગે છે."

"નહિ." તેનો હાથ પકડી ફ્લોરેમલ બોલ્યો: "તારા હાથ તો અત્યંત ઠંડા છે. બોલ, મને શા માટે બોલાવ્યો હતો?"

"બેસો, કહું છું." કહી બ્રેસ તકીયે અઢેલીને બેઠી હતી તે સુઇ ગઇ અને તેણે પોતાનો સુંદર હાથ એવી અદાથી માથા નીચે મૂક્યો કે કમળ દાંડી જેવો તેનો હાથ ખુલ્લો દેખાવા લાગ્યો નહિ. બ્રેસ જાણી જોઇને આવા ચાળા કરતી હોય પણ જાણે કંઇ જાણતીજ ન હોય તેમ તે હસીને બોલવા લાગી: "કાલે રાતે એક મુગ્ધા કાળાં વસ્ત્રોમાં સજ્જ થઈ મારી પાસે આવી હતી. તેનાં માબાપ હમણાંજ મરી ગયા છે અને એ બિચારીને ગુજરાનની ચિંતા પડી છે. તેની પાસે થોડાક પૈસા છે પણ તે તે ગુમાવવા માગતી નથી. તેને સીવનાં ભરતાં આવડે છે ને મહેનત મજુરીથી પેટ ભરવા ચાહે છે. આ હેતુથી તેણે બધી કપડાંની દુકાનોની યાદી બનાવી અને દરેક દુકાને નોકરીની તલાશ કરવા જવાનો તેનો ઇરાદો હતો. મગળા ચરણ મારી દુકાનથી થયું. મેં તરત તેને નોકરી પર રાખી લીધી. તે આજે રાતેજ અહિં રહેવા આવશે." બ્રેસે ફ્લોરેમલ સમક્ષ ભયંકર લાલચ રજુ કરી.

"એટલા માટે મને બોલાવ્યો હતો? નહિ. હવે મારે એવી પરીઓની જરૂર નથી." ફ્લોરેમલે ટૂંકો ને ટચ જવાબ આપી દીધો.

"જેવી તમારી મરજી! મે તમને એ બીનાની ખબર આપી મારી ફરજ બજાવી–"

"અગાઉ તેં મારપર એવા અનેક ઉપકારો કરી મને અનેક અછૂત અધરોનો રસ સ્વાદ ચખાડ્યો હતો તે માટે હુ તારો આભારી છું. પણ હવે હુ મુગ્ધ મોહિનીઓથી દૂર નાસું છું. પોલીન સાથે મારો પરિચય ગાઢ થતો જાય છે. લોર્ડ માર્ચમોંટને ત્યાં અમે સાથે નૃત્ય કર્યું હતું. પોલીનની અનુપમ રૂપછટાથી નૃત્યભવનની શોભા ઓર વધી ગઇ હતી. તે મારા હ્રદયની રાણી થઇ ચૂકી છે. હવે તેનો વિશ્વાસઘાત કરું તો મારા જેવો અધમ કોણ? લોર્ડ ફ્લોરેમલે હ્રદયના ભાવ વ્યકત કર્યા.



ત્રણ ચાર મીનીટ પછી તે પાણીમાંથી બ્હાર નીકળી.

(પા. ૧૦૫.)

Joshi Art Bombay. 1.

બેસે અત્યંત ચાતુર્યથી અંગ મરડયુ. તેના પીન પયોધર કંઈક સ્પષ્ટ થયાં. તે મુસ્કેરાતી બોલી: "હુ તમારી પોલીનને દગો દેવાનુ કયાં કહું છું? હું તો એટલુંજ કહું છું કે એ નવી પરી આજે રાતે અહિં આવનાર છે. એવી મનહર, રૂપવતી, સોળ વર્ષની કમળનયની, ચંપકવરણી રમણી તમે કદિ જોઇ નહિ હોય. તમને સોળ વર્ષની ઉમ્મર પર અત્યંત મોહ છે. એની આંખો કાન્તિ અને મોહ ભરી છે, બાલ રેશમ જેવા નરમ અને સુવર્ણ જેવા ચમકીલા છે.

"એ વાત જવાદે. મારે વધુ સાંભળવું નથી." લોર્ડ ફ્લોરેમલનું મન અશાંત થવાથી તે ગભરાઇને બોલ્યો.

"સાંભળો ફ્લોરેમલ!" આંખોનો કટાક્ષ કરતી દલાલા બોલી: "તમે પોલીન પર મોહી તેને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા લઇ બેઠા છો પણ એવી પ્રતિજ્ઞા તમારાથી પળાવાની છે? તમે બે ચાર મહિના સુધી તો પરણી શકવાના નથી. શોકાચારને લીધે પણ તમારે થોડીકવાર થોભવું પડશે. પછી તમારે પોલીનના પિતાની મંજુરી લેવી પડશે. તે આડો થવાનો નથી પણ તમારા જેવા અમીર સાથે પોલીનના અચાનક લગ્ન થઇ જાય તે લૌકિક નજરે વિચિત્ર ગણાશે એટલે તમે ત્રણ ચાર મહિના સુધી એકલા થવાના નથી તે ચોક્કસ! ત્યાસુધી તમે સાધુ થઇ રહેવાનો છો? હું માનતી નથી. હમણા તમે સ્વતંત્ર છો. પોલિનની સત્તા હમણાં તમારા પર ચાલવાની નથી. લગ્ન થયા પછી તે તમારા વર્તનનો હિસાબ માગવાને મુખ્ત્યાર થશે. ત્યાં સુધી સ્વતત્રતાનો લ્હાવો લઇ લો."

"બસ કર બેસ! બસ કર. મને ના લલચાવ. હું તને અરજ કરૂં છું કે મારા કલ્યાણને ખાતર મને આવા પ્રલોભનની વાત ન કર." બેસના મુલાયમ હાથ પકડી લોર્ડ ફ્લોરેમલ બોલ્યો.

"વરૂ જવા દો." ફ્લોરેમલનો હાથ દાબી તે બોલી: "પણ એક વાત કહું? તમે જાણો છો કે તમે મને મળ્યા ત્યારથી હું મારો પ્રાણ તમારા પર ન્યોછાવર કરૂં છું. સાચું બોલવામાં શરમ શાની?...પણ નહિ નહિ. તમે મારી મશ્કરી કરશો," કહી તે બદમાસ બલા રોવા લાગી.

"આ શું ? તું રડે છે શા માટે ? બોલ, શું છે ?" વ્હાલથી ગ્રેસના ગળામાં હાથ નાખી યુવાન અમીર બોલ્યો.

"નહિં. તમે મારી મશ્કરી કરશો." કહી એ માયાવી સ્ત્રીએ લોર્ડ ફ્લોરેમલને એવી રીતે નજીક ખેચ્યો કે ગ્રેસના ગાલ સાથે ફ્લોરેમલનો ગાલ સ્પર્શી ગયો.

"હું તારી મશ્કરી કરૂં ? કદિ નહિ. બોલ, શું છે ?"

"હું તમને દીલ દઇ બેઠી છું." અતિ મૃદુ સ્વરે ગ્રેસ બોલી.

"જો એમ હોય તો તે દુઃખની વાત છે. તું જાણે છે કે મારૂં દીલ પોલીન જીતી ગઇ છે." ખિન્ન સ્વરે ફ્લોરેમલે કહ્યું.

"ફ્લોરેમલ ! વ્હાલા ! ઉમ્મરમાં હું તમારાથી મોટી છું. એટલે તમારો પ્રેમ મેળવવાની આશા રાખવી તે મૂર્ખતા છે—દીવાનાપણુ છે. પણ તમે કેટલીવાર મારી સાથે અટકચાળા કર્યા હશે—કદિ ચુંબનથી કદિ આલિંગનથી તમે મારૂં મન લોભાવ્યું હશે—પછી મારા દીલમા પ્રેમાગ્નિ સળગે તેમાં નવાઇ છે ? તમે કેવા સુદર યુવાન છો. તમે નારાજ થાઓ તે કદિ મારાથી સહન થનું નથી." કહી ગ્રેસે ફ્લોરેમલના ગળામાં હાથ નાખી તેના ઓઠ સાથે પોતાના ઓઠ મીલાવી દીધા.

ફ્લોરેમલની દશા અસહ્ય થઇ ગઇ. તેની પ્રતિજ્ઞા તુટવાની પળ આવી. એ જાદુગરી ગ્રેમના જાદુની જાળમાં ફસી ગયો હતો. આવી સ્થિતિમાં કોણ સ્થિર રહી શકે ? ફ્લોરેમલ ચળિત થયો. તેની પ્રતિજ્ઞા હવામાં ઉડી જવાની પળ આવી. પણ કોઇ ગેબી શક્તિ તેને બચાવવા ચાહતી હતી. એજ પળે બારણા ખખડયા. બારણા ખખડતાં ફ્લોરેમલ ગ્રેસના આલિંગનથી મુક્ત થઇ ખુરશી પર જઇ બેઠો અને ગ્રેસ વસ્ત્રો સમારી બોલી: "કોણ છે ? અંદર આવો."

બીજી પળે હેરીઅટ એક ચીઠી લઇ અંદર આવી. ફ્લોરેમલને બચવાની બારી મળી. તેણે ચિત્ત શાંત કરી ગ્રેસને કહ્યું:

"વ્હાલી ! હું જાઉં છું. તને પણ કામ છે, તારા કામમાં હુ વિઘ્ન નાખવા માગતો નથી." તરત તે જવાને તૈયાર થયો. એસના કાતિલ કટાક્ષોની તેણે દરકાર ન કરી. પોતાની આશા ધુળમાં મળવાથી એસ મુઝાઈ. તે દાસી પર ગુસ્સે થવા જતી હતી એવામાં કંઇ વિચાર આવવાથી તે બોલી: "કોની ચીઠી છે?"

"કોઇ વિધવા જેવી બાઇ છે. હું તમને ખલલ ન કરત પણ એ બાઇ કહે છે કે બહુજ જરૂરી કામ છે"

"લાવ જોઉં ! એ બાઇ હજુ ઉભી છે?"

"હા. આગલો દરવાજો ખોલતાં તે તરત અંદર ધુસી આવી અને જલદીથી દરવાજો બંધ કરી ગભરાયલી જેવી ઘરમાં આવી."

"ઠીક છે." કહી એસ ચીઠી જોવા લાગી. તેને શક ગયો કે કદાચ એ પત્ર તેના સ્વામી મેગ્સમેનનો હશે એસ એ પત્ર વાંચવા લાગી.
મેડમ સાહેબા,

આ સમયે તમને કોઇ મળવા આવે તો તમે ચોક્ખી ના પાડી દો, તે હુ જાણું છું તેથી આ પત્ર મોકલી હું તમારા ઘરમાંજ ઉભી છું. વેરન સંબંધી હું અગત્યની વાત કરવા માગું છું. તે ભારી આફતમાં છે ને મારાથી તેને બચાવી શકાય તેમ નથી. તમારે તેને ગમે તે રીતે બચાવવોજ પડશે. આ માટે હું તમને મળવા માગું છું. જો તમે મને નહિ મળો તો હુ મારી મરજી પડશે તેમ કરીશ પછી પાછળથી મને ઠપકો ન દેતા.

લી૦ તમારી,

એલીઝાબેથ માક.

આ પત્ર વાંચતાં વાંચતાં એસના ચહેરા પરના આ ભાવ બદલાઇ ગયા. તે ગભરાવા લાગી. સારે નસિબે લોર્ડ ફ્લોરેમલ આ વખતે ચાલ્યો ગયો હતો.

"એને અંદર બોલાવ." એસે હુકમ કર્યો પોતે ડ્રેસીંગ ટેબલ પાસે ખુરશી પર જઇ પેલી ચીઠીવાળીની રાહ જોવા લાગી.

થોડીવારમાં હેરીઅટ કાળા વસ્ત્રોમાં સજ્જ થયલી એક સ્ત્રીને શયનગૃહમાં મૂકી ચાલી ગઇ, તે ગેલોઝ વીડો-મેગ્સમેનની માશુક હતી.

"મેમ. તું કોણ છે? શું કામ છે?"

"મેમ સાહેબ! પહેલી વાત એ છે કે વોરન હમણાં જેલમાં છે. અમે બંને આશક માશુક છીએ-" તેણે જરા પણ શરમાયા વિના જવાબ આપ્યો.

"વારૂં."

"તમારે એક કામ કરવું પડશે. શું તે પ્રસંગ આવ્યે કહીશ. તમે તેમ કરશો તો વોરન સહેલાઇથી જેલમાંથી નાસી જઇ શકશે; નહિ તો તેને ફાંસીએ લટકવું પડશે."

એસ કંપી ગઈ. તેનો ધણી ફાંસીએ જાય તેની તેને દરકાર ન્હોતી. પણ મેગ્સમેન જેવા બદમાસની તે પરણેતર છે એ વિચારથી તેનું આખું શરીર કંપી ઉઠયું.

"મેમ સાહેબ! તમારા સ્વામી કુતરાને મોતે માર્યા જાય તેથી તમને દુઃખ નહિ થાય?" ગેલોઝ વીડોએ કાતિલ બાણ માર્યું.

"આડી તેડી વાત જવા દે. તુ બધું જાણતી લાગે છે" એસ ખીજવાઇ.

"વોરન મારાથી કંઇ છુપાવતો નથી. ગયા રવીવારે તે તમને અહિં મળવા આવ્યો ત્યારે પરદા પાછળ પ્રીન્સ છુપાયલા હતા."

"ચુપ-" હોઠ પર આંગળી મુકી એસ બોલી: "એના પર શાનો આરોપ છે?"

"આરોપ? અરે! એણે કયો ગુન્હો કર્યો નથી? ખુન, ચોરી, બદમાસી-બધી વાતે અમે પૂરા છીએ. તમારાથી કોઇ વાત છુપી નથી. જો એ જેલમાંથી નાસી નહી શકે તો જરૂર ફાંસીને લાકડે જશે. મને પણ પોલીસ જુએ તો તરત ગીરફતાર કરશે. મારાં

વસ્ત્રો પણ સારાં નથી કે જેથી આબરૂદાર સ્ત્રીમાં ખપી જાઉં ! પોલીસના ડરથી નવાં વસ્ત્રો ખરીદવા જવાની મારી હિમ્મત ચાલતી નથી." ગેલોઝ વીડો બોલી.

"હું તને વસ્ત્રો આપીશ એક વાત યાદ રાખજે કે આ બાબતમાં પ્રિન્સની મદદ મળશે એમ જો તું ધારતી હોય તો તે તારી ભુલ છે." બ્રેસ બોલી.

"હું એવી મુર્ખી નથી કે એવું માની બેસું. ગમે તેમ થાય પણ તમારે વોરનને માટે કંઇ યુક્તિ કરવીજ પડશે. એણે લોકોને રંજાડવામાં કંઇ કચાસ રાખી નથી. પોલીસ અને પ્રજા બન્ને દાંત કચકચાવીને તેને ફાંસીને લાકડે ચઢાવવાને તલપી રહ્યાં છે. આજેજ ઓલ્ડબેરીની કોર્ટમાં તેને ઉભો કરવામાં આવશે. માજીસ્ટ્રેટ તેને સેશન્સ કમીટ કર્યા વિના રહેવાનો નથી એટલે આજે રાતે તમારો સ્વામી ને મારો આશક ન્યુગેટ જેલમાં સુશે. ત્યાંથી તેને છોડવવાનું કામ તમારૂં છે. સેશન્સમાં કેસ ચાલે તે પહેલાં એ કામ થવુ સંદેશો મોકલવાને આતુર છું. માટે તમારો શો વિચાર છે તે જલદી કહો." ગેલોઝ વીડો હુકમ કરતી હોય તેમ બોલી ગઇ.

તું એમ કહેવા માગે છે કે હું તેને ન્યુગેટ જેલમાંથી નસાડવામાં મદદ કરૂં ?"

"હા."

"શી રીતે ?"

"તે પછી કહીશ. પણ પ્રથમ તમે એ કામ કરવાને રાજી છો કે નહિ તે કહો."

"બસી મર." બ્રેસ ખીજવાઇને બોલી.

ગેલોઝ વીડોએ ધીમે સ્વરે તેને કંઇ કહ્યું તેણે બ્રેસના કાનમાં કેવો ભયંકર મંત્ર ફુંક્યો તે અત્યારે અમે કહેવા માગતા નથી વાંચનારને આ વારતા સીલ સીલાબંધ આગળ વધતાં તે આપો આપ માલુમ પડી જશે. બ્રેસ ગુસ્સે થઇ–તેણે ગેલોઝ વીડોને

ધમકી આપી–પૈસા આપી તેને પોતાનો પીછો છોડવાની અરજ કરી. પણ ગેલોઝ વીડો એકની બે ન થઇ. તે મેગ્સમેનની વફાદાર માશુક હોય છે. બદમાસોના દીલમાં પણ એકાદ જણને માટે વફાદારની લાગણી હોય છે. ગેલોઝવીડો ગમે તે ભોગે પોતાના દુષ્ટ આશકને પાછો મેળવવા માગતી હતી. એસે લાચારીએ તેના કહેવા પ્રમાણે કરવાનું કબુલ કર્યું અને ગેલોઝ નવા વસ્ત્રો પહેરી મલકાતી મલકાતી એસનું મકાન છોડી ગઇ.

શું મેગ્સમેન કાયદાને લાત મારી, ન્યુગેટ જેલના લોખંડી દરવાજાઓ તોડી. ફાંસીને લાકડે લટકતો બચી જશે ? આ ભયંકર સવાલનો જવાબ હવે પછીના પ્રકરણો આપશે.



## પ્રકરણ ૪૯ મું.

### પાપનો ઘડો !

જે વખતે ઍલ્સના શયનગૃહમાં ઘુસી જઈને ગેલોઝ વીરો તેને મેગ્સમેનને કેદમાંથી નસાડી મૂકવા માટે સતાવી રહી હતી તે સમયે ઓનરેબલ આર્થર ઇટન પગે ચાલતો ફ્રાર સ્ટ્રીટ તરફ જતો હતો.

વાંચનારને યાદ હશે કે આર્થરે ફરનાન્ડા એમરને દગો દઈ તેને ગર્ભવતી હાલતમાં તજી દીધી હતી. એ ફરનાન્ડા ઝેરી નાગણુ હતી. તેણે આર્થરને ફ્રાર સ્ટ્રીટમાંની પેલી બદમાસ દાયા લીંડલી પાસેથી લઈ કાતિલ ઝેર અપાવ્યું હતું. કર્મ સંજોગે આર્થર રોગી થઈ, મોતના ધાકથી પસ્તાઇ ફરનાન્ડા સાથે લગ્ન કરી તેને કલંકમાંથી ઉગારવા તૈયાર થયો. તે કાઉન્ટેસ ઓફ ડેસબરો સાથે ફરનાન્ડાને મળવાને લીડલીને ત્યાં ગયો અને ત્યાં તેને ઝેરનો ઉતાર મળી ગયો. ઝેરના ઉતારથી તે તદન સાજો થઇ ગયો. હવે પગે ચાલીને લાંબી મજલ કાપતાં તે થાકી જતો ન્હોતો. તેના ગાલપર લાલી આવવા લાગી હતી અને પ્રભાતની ઠંડી હવા તેને સ્ફૂર્તિ આપી રહી હતી.

ફ્રાર સ્ટ્રીટમાં જતાં આર્થરને લીંડલીનું મકાન ખોળતાં તકલીફ પડી નહિ. તે કાઉન્ટેસ સાથે આવ્યો હતો તેજ વખતે તેણે આ મકાનને લક્ષપુર્વક જોઇ લીધું હતું મકાનના દરવાજા પાસે જઇ તેણે દ્વાર ખખડાવ્યા. બુઢ્ઢી દાયા લીંડલી દ્વાર ખોલવા આવી અને આર્થરને જોઈ ચોંકી. અચાનક આતંકથી તે એક બે ડગલાં પાછી હઠી ગઇ પણ પછી સાવધ થઇ આર્થરનું સ્વાગત કરવા લાગી.

તેણે આર્થરને એક ઓરડીમાં લઇ જઇ બેસવાને ખુરશી આપી અને પોતે પોતાની બીલાડી સાથે પ્યાર કરવા લાગી. જાણે આર્થર ત્યાં હોયજ નહિ તેમ ખુરશી પરથી વાંકી વળી બીલાડીને રમાડતી તે મ્યાંઉ મ્યાંઉ કરવા લાગી.

"હું મિસ એમરને મળવા માગું છું." થોડીકવાર પછી આર્થરે વાત શરૂ કરી.

"મારા લોર્ડ ! એ તો કાલે અહિંથી ચાલી ગઇ." દાયાએ જવાબ આપ્યો.

"ચાલી ગઇ ? કયારે ?" અજબ થઇ આર્થર બોલ્યો.

"કાલે સાંજે પાંચ વાગે."

"એના કાકા કાકીને એ વાતની ખબર નથી. કાલે રાતે નવ વાગે હું અર્લ ઓફ ડેસબરોને મળ્યો હતો."

"તે જે હોય તે ! એ અહિં નથી એ વાત ચોક્કસ છે,"

"અજબ જેવી વાત છે. એ કયાં ગઇ હશે?"

"તેની મને ખબર નથી."

"સાચું બોલો." આર્થરે જરા દમ આપ્યો.

"તમારે જોઇએ તો ઘર શોધી લો."

"અચાનક એ શા માટે ચાલી ગઇ?"

"એને અહિ ગમતું નહોતું ને શરીરમાં જરા શકિત આવી ગઇ હતી."

"હજુ તો એના પ્રસવને પૂરો મહિનો પણ થયો નથી. કંઇ સમજ પડતી નથી. દાળમાં કંઇ કાળું જણાય છે. એ અહિંથી નીકળી પોતાના કાકા કાકી પાસે શા માટે ન ગઇ ! મેં ફરનાન્ડાને મળવા જવાની ગઇ રાતે તેમને વાત કરી હતી અને હું ફરનાન્ડાને શા માટે મળવા માગું છું તે પણ મેં અર્લને કહ્યું હતું." આર્થર બોલ્યો,

"તમે શા માટે તેને મળવા માગો છો ?"

"તેનું તમારે શું કામ છે ? હું અહિં બે કામ માટે આવ્યો છું. ફરનાન્ડાને મળવા અને બીજું તમારી સાથે ખાસ ખાનગી વાત કરવા."

"મારી સાથે ?" હવે લીંડલી ગભરાઇ, તેના દીલમાં અનેક કુશંકાઓ પેદા થઇ અને તેથી તેને ભય પણ લાગ્યો.

"હા. તમારી સાથે." કહી આર્થર તેના તરફ કરડી નજરે જોઇ રહયો.

"ધીમે બોલો. દીવાલોને પણ કાન હોય છે." ભય અને અજાયબીથી સ્તબ્ધ થઇ દાયા બોલી.

"મોટેથી તો તું બોલે છે. મને બરાડા પાડવાની ટેવ નથી. સાંભળ, તારા ગુન્હાની મને ખબર પડી ગઇ છે. તારૂં પાપ ફુટી ગયું છે તોપણ તારે ડરવાની જરૂર નથી. હું તને સજા કરાવવા આવ્યો નથી પણ તારા દીલમાં પસ્તાવાની લાગણી ઉત્પન્ન કરવા આવ્યો છું. હુજ ફરનાન્ડાને આડે રસ્તે દોરી ગયો હતો તેથી હુ તને માફ કરૂં છું. મારાથી ડરવાનું કારણ નથી પણ હું જે પૂછું તેના સીધા જવાબ આપ. જો જૂઠું બોલશે તો નાહક મરી જશે." આર્થર સત્તાભર્યા અવાજે બોલ્યો. લીંડલીના હોંસકોંસ ઉડી ગયા. તેનું મ્હો સૂકાઇ ગયું અને આખું શરીર ધ્રુજવા લાગ્યું.

"તમે શું કહો છો ? હું કંઈ સમજતી નથી. તમે કોઇ ગુન્હાની વાત કરો છો કે મારા સાંભળવામાં ભૂલ થઇ છે.?" તે કંપિત અવાજે બોલી.

"નહિ. ભૂલ થઇ નથી. હું તારા ગુન્હાની—તારા પાપની વાત કરૂં છું."

"ગુન્હો ?"

"હા. સાંભળ. આજથી પંદર દિવસ પહેલાં હું અહિં આવ્યો હતો. ત્યારે પેલા કબાટમાંથી મને બે દવાના "પ્રીસ્ક્રીપ્શન" મળ્યા હતા. એક કાતિલ ઝેર હતું અને બીજામા ઝેરનો ઉતાર હતો. એજ ઝેર મને દેવામાં આવ્યું હતું અને એજ ઉતારથી હું સાજો થયો છું. હવે તારૂં પાપ તને સમજાય છે ?"

તરત બુઢ્ઢી આર્થરને પગે પડી અને રડતી રડતી બોલી; "ઓ મારા લોર્ડ ! મને ફાંસીએ મોકલશો ?"

"નહિ. જો સાચું બોલશે તો તને જવા દઇશ."

"તમે દયાના સાગર છો. હું કંઇ છૂપાવીશ નહિ. પણ મને બચાવો–" લીંડલી કરૂણ સ્વરે બોલી.

"હું પૂછું તેના જવાબ આપ. મને ઝેર આપવા માટે મારા નોકર ડડલીને તેં તૈયાર કર્યો હતો?" આર્થરે પૂછ્યું.

"વિલિયમ ડડલી મારો સંબંધી છે. જ્યારે મિસ એમરને ખબર પડી કે તમે તેની સાથે લગ્ન કરવા માગતા નથી ત્યારે તે નિરાશ થઇ તમારાપર વેર લેવાને તૈયાર થઇ હતી. તે વખતે તમે ડરબીશાયરમાં "માર્ચમોંટ કૅસલ" માં રહેતા હતા. અને ફરનાન્ડા પોતાના કાકાને ઘેર ડરબીશાયરમાંજ હતી. તેણે તમને ઝેર દેવા માટે ડડલીને દ્રવ્યની લાંચ આપી તૈયાર કર્યો. અને ડડલીને મારી પાસે મોકલ્યો. પછી ફરનાન્ડાએ પોતાની ગર્ભવતી દશાની ડેસબરોના અર્લ અને કાઉન્ટેસને વાત કરી. આ પરથી અર્લે વર્તમાન પત્રોમાં કોઇ મોટા ઘરની કન્યા માટે અત્યંત નિર્જન અને એકાંત જગ્યાની જરૂર છે એવી જાહેર ખબર છપાવી. મે જાહેર ખબરનો જવાબ આપ્યો અને મિસ ફરનાન્ડા એમરને મારે ત્યાં રાખવાની ગોઠવણ થઇ તમને ઝેર દેવાના કારસ્થાનની અર્લને કે કાઉન્ટેસને બીલકુલ ખબર ન્હોતી. પછી સમય થતાં ફરનાન્ડા મારે ત્યાં આવી. અહિં આવતાં તેની ઇચ્છા પૂરી થઇ. તેની પાસે ખૂબ પૈસા છે મને મોટી રકમ આપી તેણે મને લલચાવી. મે તેને પેલા ઝેરની વાત કરી. પછી ડડલીને બોલાવવા માટે મે એક પત્ર લખ્યો અને ડડલી રજા લઇ લંડન આવ્યો."

"હા. એ મને યાદ છે. પછી?"

"લંડનમાં તે મને મળ્યો. બધી વાત નકકી થઇ. ડડલી ઝેરની શીશી લઇ ડરબીશાયર ગયો અને પછી તમે બીમાર થયા."

"હા. બરાબર છે."

"હું જૂઠું બોલતી નથી. મને બચાવી લેજો."

"તું જૂઠું ન બોલે તેમાંજ તારૂં કલ્યાણ છે. વારૂ, હમણાં કોઇને એ ઝેર અપાય છે ખરૂ?"

"નહિ. હું કસમ ખાઇને કહું છું કે કોઇના પર પણ વિષ પ્રયોગ થતો નથી."

"ઠીક. એ બે દવાની બનાવટના કાગળો લાવ"

તરત ડૅાશીએ બે કાગળો કાઢી આપ્યા.

"તને તો મ્હોડે યાદ હશે. આ ભયંકર કાગળો તારી પાસે રાખવાની જરૂર નથી." કહી આર્થરે બન્ને કાગળો બળતી સગડીમાં નાખી દીધા અને દાયા તેની રાખ થતી જોઇ રહી

"જો. આ વખતે હું તને માફ કરૂં છું. પણ હવેથી હું તારાપર બારીક નજર રાખતો રહીશ. જો ફરી આવી દુષ્ટતા બતાવી તો હું તને ફાંસીને લાકડે મોકલીશ" આર્થરે ધમકી આપી.

"નહિ. નહિ સાહેબ! હવેથી આવો ધંધો મારે હરામ છે. તમે પરમ કૃપાળુ છો. મારા પર દયા કરજો."

"તુ સીધી રહેશે તો મારાથી ડરવાનું તારે કંઇ કારણ નથી. આ બે દવાની બનાવટો તને ક્યાંથી મળી?"

"લાઇટફુટ નામના એક વૃધ્ધ રસાયણી પાસેથી. હમણાંજ તે મરી ગયો છે એવી ખબર મળી છે." દાયાએ જવાબ આપ્યો.

"વારૂ. હવે હું જાઉં છું. મારી ચેતવણી હમેશ ધ્યાનમાં રાખજે. હવે પછી જો કોઇને ઝેર આપશે તો તું જીવતી રહેવાની નથી."

દાયાએ તેને પગે પડી તેની માફી માગી અને આર્થર એ બદમાસ દાયાનુ ઘર છોડી ગયો.



## મહેરબાન ગ્રહસ્થો જોગ

# એક જાહેર અપીલ.

અને

## તીજોરીઓના ભાવમાં મોટો ઘટાડો.

## કેટલોગ મંગાવો.

અઠંગ ચોરોએ તિક્ષણ ઓજારોથી આખી રાત મહેનત કરવા છતાં તેઓ નાસી પાસ થયા છે.

ભયંકર આગમાંથી સલામત નીકળી ફતેમંદી મેળવી છે.

'અમારી બનાવટની તીજોરીઓ ક્યાં ક્યાં વપરાય છે તેના થોડા નામો જાણ માટે મુકયા છે

૧. નામદાર હીઝ હાઇનેસ સર આગાખાન જી. સી. એસઆઇ.
૨. ધી પંજાબ એન્ડ કેશમીર બેન્ક લીમીટેડ (રાવલપીન્ડી બેરા અને જેલમની સાખાઓ)
૩. ધી સેન્ટ્રલ કોઓપરેટીવ બેન્ક લી. વીજાપુર
૪. ધી નામદેવ બેન્ક લીમીટેટ, પુના.
૫. ધી કીંગ એડવરડ મેમોરીયમ હોસપીગલ, પુના.
૬. ધી પીપલ્સ બેન્ક એફ નોરધન ઇન્ડયા લીમીટેડ, લાહોર.
૭. મેસર્સ લાલજી ઠાકરશીની કું. મુંબઇ

તે ઉપરાત ઝવેરીઓ મરચંટો વીગેરે ઠેકાણે વપરાય છે.

ભાવ માટે લખો.

## એચ વલભરામ એન્ડ કું૦

કારખાનું ફોકલાંડ રોડ મુંબઈ.

શોરૂમ અબદુલ રહેમાન સ્ત્રીટ મુંબઈ નં ૩.

બ્રાંન્ચ: નં ૩૫૬ બુધવાર પેઠ, પુના.

એજન્સી બેંગલોર સીટી.